# યુજશને બા નીરંગ.

(કદીમી.)

---

પ્રગટ કરનાર,

દસ્તુર દીનશાહજી જીવનજી ગરડા.

---

મુંબઇ વર્તમાન પ્રેસમાં સોરાબજી મનચેરજી જાગોશી શેઠ નાદરશાહ
વકીલના બંગલામાં, નંબર ૪૬૨, પ્રોકટર રોડ, ગ્રાંટરોડ, મુંબઈ મધે
છાપ્યું છે, અને દસ્તુર દીનશાહજી જીવનજી ગરડાએ, નંબર ૨૬૧-૨૬૩
ચીરાબજાર પોતાના ઘરમાં મુંબઇ મધે પોતાને માટે પ્રગટ કીધું છે.

---

૧૯૧૬.

# દીબાચો.

પાક પરવરદેગારનાં નામથી કદીમી "યજશને બા નીરંગ" પહેલીજ વખત છપાવી પ્રગટ કરવાનું કામ કદીમી ટોળાના એક દસ્તુર તરીકે મારી આઈનિ ફરજ સમજી મેં માથે લીધું અને શુક્ર તે પરવરદેગારના કે આ કામ રંજ અને ગંજના ભોગે આખરે સરંજામ ઉતર્યું છે. આપણાં વહાલાં ઈરાન વતનથી જ્યારે પારસીઓ પહેલવહેલા હિંદુસ્તાનમાં આવ્યા તે વખતની તેઓની ધર્મ બાબેની હાલતનાં સીહા અંધારાનો ચિતાર તવારીખનવેશોએ આપ્યો છે, અને તે આજે સર્વ જરથોશ્તીઓને રોશન છે. પાક દાદાર અહુરમઝદની બરક્કતથી રફતે રફતે આ અંધકાર પારસીઓમાંથી દુર થતો ગયો અને જરથોશ્તી ધર્મનાં સાહિત્યની ચોપડીઓ ગુજરાતી તેમજ જંદ વગેરે ભાષાઓમાં પ્રગટ થવા લાગી તેમાં મોતેબર ક્રીયા કામને લગતી ચોપડીઓનો પણ સમાવેશ થતો ગયો. આવી ક્રીયામાર્ગ સાથની ચોપડીઓ ફકત શેહેનશાહી ટોળાનાજ દસ્તુર મોબેદો તેમજ બેહેદીન સાહેબોએ છપાવી પ્રગટ કરી હતી. પણ અજબ જેવું છે કે કદીમી ટોળાના ભણેલા દસ્તુરો અથવા મોબેદ સાહેબોએ યા તેજ ટોળાના શ્રીમંત બેહેદીન સાહેબોએ આવું કામ માથે ઉઠાવવાની આજ સુધી આગેવાની લીધી હતી નહિ.

મરહુમ ફ્રેંચ વિદ્વાન પ્રોફેસર ડારમેસ્ટેટર કે જે જરથોશ્તીઓનાં ધર્મનો મોટો અભ્યાસી હતો અને જે હિંદુસ્તાન ખાતેનાં પારસીઓનાં વડાં મથકોએ ફરી પારસીઓની રાહરસમો, આચારવિચારો અને ધર્મને લગતાં ક્રિયા કામોથી પણ વાકેફ થયો હતો, તેણે લગભગ પચીસ વર્ષની વાત ઉપર આપણી અવસ્તા વાણીનો ફ્રેંચ ભાષામાં તરજુમો કરી ત્રણ મોટાં દફતરો બહાર પાડયાં હતાં. આ દફતરોનાં પ્રસ્તાવનામાં આ વિદ્વાને

અરજ ગુજારી હતી કે શેહેનશાહીઓની માફક કદીમી તરીકાની ક્રિયા માર્ગની ચોપડીઓ કોઈ કદીમી ગ્રહસ્થ બહાર પાડે, ખસુસ કરીને એટલા માટે કે એ વિદ્વાનને પહેલવી ભાષામાં લખાએલી ક્રિયાઓનાં અભ્યાસથી તેમજ તે ક્રિયાઓ જરથોશ્તીઓનાં બંધે ટોળાંના મોબેદો અત્રે કેવી રીતે કરે છે તેની સરખામણી ઉપરથી માલમ પડયું હતું કે અસલ ક્રિયામાં થયલા ગમે એવા હેરફેર છતાં પણ કદીમી ટોળાનાં ક્રિયા–માર્ગના કોઇક ભાગો બીજી રવેશોની ક્રિયાઓ કરતાં અસલ ઇરાની રવેશને વધુ મળતા આવતા હતા. (સરખાવો "દથુશ" તાએની ક્રિયા જે ઇજશનેનાં પંદરમાં હા ના "સસ્તીચ" બોલ ભણતાં કરવામાં આવે છે અને જે તાએની ક્રિયા વિષે નિરંગેસ્તાનની પવિત્ર કેતાબમાં પણ લખાણ મળે છે, વગેરે.) આ સબબને માટે તેમજ હાલની તેમજ ભવિષ્યની ઓલાદની રાહનુમાઈના હેતુથી આ પુસ્તક ઉપર જણાવ્યું તેમ પહેલીજવાર પ્રગટ કર્યું છે.

અત્રે ક્રિયા માર્ગો વિષે ચોકસ ખુલાસો કરવાની હું જરૂર ધારૂં છું. ઇરાનનાં એક ભણેલા વિદ્વાન દસ્તુર નામે જામાસ્પ વિલાયતી યઝદેજરદી સને ૧૦૮૮ ને સુમારે ઇરાનથી અત્રે આવ્યા પછી કહે છે કે ધર્મ સંબંધી ઘણીક બાબદો અજવાળામાં આવી. હિંદુસ્તાનનાં મોબેદો ધર્મને લગતી ઘણી બાબદોમાં તે વખતે બેખબર હોવાથી ઘણાકોએ શાગેરદો તરીકે આ ભણેલા દસ્તુરનાં હાથ હેઠળ તાલીમ લીધી, જેઓમાં સુરતવાલા દસ્તુર દારાબ (કુમાના) કે જેઓ ફ્રેંચ વિદ્વાન આંકેટીલ દુ પેરોં કે જેણે યુરોપમાં જરથોશ્તી ધર્મનાં શિક્ષણનો પાયો નાંખ્યો હતો તેનાં ઉસ્તાદ થતા હતા અને કાઉશ મુનજજમ વગેરે મુખ્ય હતા. દસ્તુર જામાસ્પ વિલાયતીનાં જણાવ્યાથી હિંદુસ્તાનનાં પારસીઓ વાકેફ થયા હતા, કે તેઓ તો ઇરાની પારસીઓ કરતાં વરસની ગણત્રીમાં એક મહિનો પાછળ હતા. આ બાબે ઈરાનમાં પાછી જુસ્તેજુઇ ચાલી અને કહેવામાં આવ્યું છે તેમ ત્યાંથી એક બીજા મોબેદનાં અત્રે

આવ્યા પછી તે બાબે તકરારો ચાલી. વળી કાઉસ મુનજજમ કે જેવણે દસ્તુર જામાસ્પ વિલાયતી પાસેથી ખગોળનું પણ સારૂં જ્ઞાન મેળવ્યું હતું, તેવણે ચોક્કસ ગણત્રી કરીને પોતાનાં ઉસ્તાદ જામાસ્પ વિલાયતીને આ બાબદમાં ટેકો આપ્યો અને હિંદુસ્તાનનાં થોડાક પારસીઓએ ઉપલા દસ્તુર મોબેદોની રાહેનુમાઈથી યઝદેજરદી સને ૧૧૧૪ નાં આદર માહ અને અનેરાંન રોજથી ઈરાની રોજ માહ ભણુવાનો શરૂ કર્યો જે ઉપરથી તેઓ "કદીમી" તરીકાવાળા તરીકે ઓળખાવા લાગ્યા. (સરખાવો, ડા૦ હાઉગના "પારસી વિષયો," પાનાં ૫૬–૫૭). હ્યાં જણાવવાની ખાસ જરૂર છે કે અત્રે કબીસાની તકરાર નિકળી તે પહેલાં યાને મર્હુમ દસ્તુરજી સાહેબ મુલ્લાંફીરોઝજીનાં વખતની આગમજ જરથોશ્તીઓનાં બંધે પંથો યાને શાહેનશાહી અને કદીમી ટોળાનાં મોબેદો પોતાનાં પંથકના કાયદા મુજબ ક્રિયામાર્ગો લગભગ એક સરખી રીતે કરતા હતા. પણ પછી કદીમીઓના મર્હુમ દાદીશેઠનાં આતશબેહેરામ સાહેબનું મકાન કે જેને પરઠવાને આજે ૧૩૨ વરસ થયાં છે તેની સ્થાપના પછી મરહુમ દસ્તુર મુલ્લાંફીરોજજીએ ત્યાં કરવામાં આવતી ક્રિયાઓમાં અસલ ઈરાની રવેશને અનુસરતો કદીમી તરીકો દાખલ કર્યો. આ તરીકો ઈરાની દસ્તુરોએ બતાવેલી ક્રિયા માર્ગોની અસલીઆત જાળવી રાખી તેમાં ઘટતા સુધારા વધારા સાથે મરહુમ દસ્તુર મુલ્લાંફીરોઝજીએ પોતાના પાકટ એલમના જોરે કદીમીઓને બતાવ્યો કે જેનું મુળ અને મદાર ઉપર કહ્યું તે પ્રમાણે ઇરાની દસ્તુરોને હાથની લખાયલી ક્રિયા માર્ગની ચોપડીઓમાં જોવામાં આવે છે. દાખલા તરીકે ઈરાની દસ્તુર રૂસ્તમ ગુસ્તાસ્પે યઝદેજરદી સને ૧૦૯૦ માં લખેલી "યસ્ન બા નીરંગ," ઇરાની ખુશરૂ નોશેરવાને યઝદેજરદી સને ૯૮૭ માં લખેલી "વંદીદાદ સાદે," એરવદ ખુશરૂ એદલને હાથની આસરે ૧૨૫ વર્ષ ઉપર લખાયલી ક્રિયા સાથની વંદીદાદ વગેરે; જેમાંનાં પહેલા બે હસ્તલેખો મુલ્લાંફીરોઝ કેતાબખાનામાં

આજે મોજુદ છે, દસ્તુર મુલ્લાંફીરોઝજીનાં દેખાડેલા ક્રિયા માર્ગો આજવેર મર્હુમ દાદીશેઠનાં આતશબેહેરામ સાહેબનાં પાક મકાનમાં જાએજ છે, સીવાય કે યઝદેજરદી સને ૧૨૩૮ માં સાલમાં આ પાક મકાનમાં નવો વરસીઓ કરવામાં આવ્યો હતો કે જેની આગમજ અસલ "વરસ" વાપડવામાં આવતો હતો. આવી કદીમી ક્રિયા કામની કોઇબી ચોપડી આજવેર બહાર પાડવામાં આવી હુતી નહી, માટે આવી મોતેબર ક્રિયાઓ તેનાં અસલ આકારમાં જળવાઈ રહે એવા વીચારથી પણ આ ચોપડી પ્રગટ કરવાનું અમોએ દરૂસ્ત વીચાર્યું છે. વળી જેમ શેહેશાહી મોબેદોનાં જુદા જુદા પંથવાળાઓનાં બાબમાં બન્યું છે તેમ વખતના વહેવા સાથે કદીમી ટોળાનાં મોબેદોએ પણ ઉપર જણાવેલા ક્રિયા માર્ગોથી વેગળા જઇ પોતાનાં ક્રિયા કામમાં અસલ તરીકાને અનુસરતા ચોક્કસ ફેરફારો કર્યા છે એટલે એકજ ટોળાના મોબેદ સાહેબોમાં એકજ ક્રિયાને માટે કેટલીક વખતે હેરફેર જોવામાં આવે છે, જેમકે મર્હુમ બનાજીવાલા કદીમી આતશબેહેરામની સ્થાપના વખતેની ક્રિયા માર્ગો દેખાડનાર શેહેનશાહી ટોળાનાં એક દસ્તુર હતા કે જેઓએ આ ક્રિયા માર્ગોમાં કદીમીઓનાં તરીકા સાથે શેહેનશાહીઓનો તરીકો પણ આ કદીમીઓનાં આતશબેહેરામમાં દાખલ કર્યો. વળી સુરત ખાતેનાં શેઠ વકીલનાં આતશબેહેરામ સાહેબની શરૂથી ક્રિયા કરનાર મરહુમ દસ્તુર સોહરાબજી જમશેદજી નાલ્લાદારૂના હતા જેઓએ શેહેનશાહીઓનો તરીકો પોતાનાં આતશબેહેરામમાં જાળવ્યો હતો, પણ પાછળથી નાલ્લાદારૂવાળાઓનાં કુટુંબમાં બનેલા ગમખાર બનાવોના સબબે મોબેદોની કમચાબીને લીધે નાલ્લાદારૂના કુટુંબીઓએ મરહુમ દસ્તુર શોહરાબજી રૂસ્તમજી કુમાના જેઓ કદીમી ટોળાનાં હતા તેઓને પોતાનાં કામમાં હમશરીક કર્યા યાને એકજ આતશબેહેરામમાં કદીમી તેમજ શહેનશાહી તરીકો જાએજ થયો. આમ હોવાનાં સબબે એકજ ટોળાના મોબેદોમાં ચોક્કસ ક્રિયા કામોને માટે જુદી જુદી રવેશો દાખલ થઇ છે.

આ પુસ્તકની ગુજરાતી ઈબારત ડૉકટર ગેલ્ડનરના ઈજશનેનાં પુસ્તક ઉપરથી તદન શુદ્ધ ઉચ્ચારે આપી છે કે જેથી મોબેદ સાહેબો પોતાનાં બચ્ચાંઓને શુદ્ધ ઉચ્ચારેજ ઈજશનેનું ભણતર શીખવી શકે. કહેવાની જરૂર નથી કે આવી શુદ્ધ ઉચ્ચારે ગુજરાતીમાં છાપેલી ઈબારતવાલી ઈજશનેની ચોપડી આજ સુધી કોઈએ પ્રગટ કરી નથી. વળી આ ઈજશનેની ક્રિયા માર્ગોની ચોપડી સાથે "નેરંગદીન"ની તેમજ "વરસ"ની ક્રિયાઓનો પણ સમાવેશ કર્યો છે કે જેથી આ મોતેબર ક્રિયાઓ જાવેદાન સુધી જળવાઇ રહે. મને ઉમેદ છે કે આ કેતાબને જરથોશ્તીઓ તરફથી તેને લાયકનો ઘટતો આશરો મળશે કે જેથી એવાંજ બીજાં કામો પાર પાડવાને મને ઉતેજન મળે અને મારાં કામમાં સવળતા થઇ પડે.

સેવટે, ઉપર જણાવેલા હુસ્ત લેખોમાંની પેહેલવી ભાષામાં લખાયલી ક્રીયાઓનું ઉકલાંન કરવા માટે તેમજ આ ચોપડી બહાર પાડવાના સંબંધમાં ઘટતી મદદ આપવા માટે એરવદ બમનજી નોશેરવાનજી ધાભર, એમ. એ. ને ઉપકાર માનું છું.

દીનશાહ જીવનજી ગરડા.



# સાંકળ્યું.

## પરગાહ્ર્ં કરવાની કીરીઆ.

# શુદ્ધિપત્ર.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨ | ૫ | માહ્નનાંમ્ચ | માહ્નનાંમ્ચ |
| ૪૧ | ૧૨ | સાવયન્તેમ્ | સાવયન્તેમ્ |
| ૫૬ | ૧૪ | અધક્ષયએતા | અધા ક્ષયએતા |
| ૬૭ | છેલ્લી | ક્ષત્ | ક્ષત્ |
| ૮૫ | ૩ | કૃસસ્તયએચ | કૃસસ્તયએચ |
| ૯૭ | ૨૦ | ગરેગાયૂ | દરેગાયૂ |
| ૧૦૫ | ૨૦ | બરોઈશ્ | બૂરોઈશ્ |
| ૧૧૨ | ૨૨ | કથ્રા | કુથ્રા |
| ૧૨૪ | ૨૨ | એસ્રૂશ્તા | અસ્રૂશ્તા |
| ૧૪૦ | ૧૧ | ખ્રરાઈશ્ | ખ્રૂરાઈશ્ |
| ૧૪૦ | ૧૪ | ક્ષ્નમ્ | ક્ષ્નૂમ્ |
| ૧૫૧ | ૯ | ખ્રાથ્રેમ્ | ખ્રાથ્રેમ્ |
| ૧૬૫ | ૧૦ | (ગએથાંમ્ પછી **વરેદ્દત-ગએથાંમ્** ઉમેરો.) | |
| ૧૭૪ | ૧ | યસ્તેમ્ચ | યસ્નેમ્ચ |
| ૧૮૮ | | ૨(ચોથા ફકરાની આગમજ **જોતીરાથવી સાથે પઠે** ઉમેરો.) | |

# પરગરૂં કરવાની કીરીઆ.

## (૧) આવ અથવા પાણી પાવ કરવાની કીરીયા.

યોજદાથરેગર મોબેદ એક કરસીઓ તથા એક કારનું ઉજારી સાફ કરી ત્રણ વાર કુવાનાં પાણીથી ચોખાં કરી ભરી કાઢે અને યજશને ગાહમાં લાવે. પછી આલાતનાં ખોઆન ઉપર અથવા કોઈપણ પથર ઉપર કરસીઓ મુકી કારનું બેહુ હાથે બહારથી પકડી તેમાંથી કરસીઆમાં એવી રીતે પાણી નામે કે કરસીઆની કોર ઉપરથી છલકાઈને બહાર પડે. એવી રીતે પાણી નામતાં પહેલી વાર નીચલા અવસ્તા પઢે:—

(પરગત પઢે) **ક્ષનઓથ્ર અહુરહે મજદાઓ અષેમ્ વોહી ૧.**

(બાજમાં પઢે) **યઓઝ્દાથ્ર જરેહ ફરાંકરત.**

બીજી મરતબે કરસીઆમાં ઉપર મુજબ પાણી નામતાં નીચલા અવસ્તા પઢે:-

(પરગત પઢે) **ક્ષનઓથ્ર અહુરહે મજદાઓ અષેમ વોહી ૧.**

(બાજમાં પઢે) **યઓઝ્દાથ્ર જરેહ વરૂકશ.**

ત્રીજી મરતબે કરસીઆમાં ઉપર મુજબ પાણી નામતાં નીચે પ્રમાણે પઢે:—

(પરગત પઢે) **ક્ષનઓથ્ર અહુરહે મઝ્દાઓ અષેમ વોહી ૧.**

(બાજમાં પઢે) **યઓઝ્દાથ્ર જરેહ પૂઇતિ હરૂવસ્પ મીનો**

**અરદૂઈસૂર આવે પાક્ યઓઝ્દાથ્ર.**

ઉપર જણાવ્યા પ્રમાણે કોઈપણ ચોખા પાણીનું વાસન પાવ કરવું.

## (૨) બરસમ લેવાની કીરીઆ.

હાલમાં પાવ મેહેલનાં તથા બીજાં કામમાં ધાતુની બરસમ વાપડવામાં આવે છે માટે ઝાડની બરસમ લેવાની કીરીઆ જે આગળ કરવામાં આવી હતી તે હાલે કરવામાં આવતી નથી. બરસમ ધાતુની વાપડવામાં આવતી હોવાથી યઓજદાથરેગર મોબેદ ફકત તેને ઉજારી ચોખી કરી બીજાં આલાતો હાથે કુંદીમાં મુકે છે. આગળની "બરસમ લેવાની કીરીઆ" નીચે મુજબ છેઃ—

બરસમ દાડેમ અથવા છીણીનું ઝાડ જેને ફારસીમાં ગજ નું ઝાડ કહે છે તેની લેવામાં આવતી હતી. જે ઝાડની બરસમ લેવાની હોય તે ઝાડની બરસમને લાયક ડાલીઓ ઉપરનાં પાદડાં તેમજ ગાંઠ પહેલાં યઓજદાથરેગર મોબેદ છુરીથી સાફ કરી આવે. પછી ધાતુના દસ્તાની છુરી જમના હાથમાં અને પાવ કીધેલો કરસીઓ ડાબા હાથમાં લઇ તે ઝાડ આગળ જઈ ત્રણ મરતબે

ક્ષ્નઓથ્ર અહુરહે મજ્દાઓ અષેમ્ વોહૂ ૧.

પઢે એવી રીતે કે પેહેલી મરતબે "ક્ષ્નઓથ્ર અહુરહે મજ્દાઓ અષેમ્" સુધી પઢતાં છુરી સાથનો જમનો હાથ પાવ કરે અને "વોહૂ"થી બાકીની "અષેમ" પુરી ભણી જતાં ઝાડની જે ડાલીની બરસમ લેવાની હોય તે પાવ કરે. એજ મુજબ બીજી મરતબે તથા ત્રીજી મરતબે પઢતાં છુરી સાથનો જમનો હાથ તથા બરસમની ડાલી ઉપર લખ્યા મુજબ પાવ કરે. ત્યાર પછી નીચલા અવસ્તા પઢી બાજ લીએઃ—

ક્ષ્નઓથ્ર અહુરહે મજ્દાઓ અષેમ્ વોહૂ ૩, ફ્રવરાને મજ્દયસ્નો જરથુશ્ત્રિશ્ વીદએવો અહુર-ત્કએષો (જે ગેહ હોય તે પઢે) ફ્રસસ્તયએચ, ઉર્વરયાઓ વંઘ્હુયાઓ મજ્દધાતયાઓ અષઓન્યાઓ ક્ષ્નઓથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ, યથા અહૂ વઇર્યો જઓતા ફ્રા-મે મ્રૂતે, અથા રતુશ્ અષાત્ચિત્ હચ ફ્રા અષવ વીદ્વાઓ મ્રઓતૂ. નેમો ઉર્વઇરે વંઘ્-ઉહિ મજ્દધાતે અષઓને.

ઉપર પ્રમાણે બાજ લઈ બરસમની ડાલીઓ જે પાવ કીધેલી છે તેમાંની એક ઉપર નજર રાખી "અષેમ" બોલ પઢતાં તેનું ઉપલું મુંહું કાપી દુર નાખે. "વોહી" પઢતાં છુરીને બરસમનાં થડ આગળ લેઇ જાએ અને "વહિશ્તેમ" ભણતાં બરસમની ડાલી થડમાંથી કાપી કાઢે અને બાકીની "અષેમ" પુરી કરે. એજ પ્રમાણે જેટલા તાએ લેવાને માટે ડાલીઓ સાફ કીધેલી હોય તે બધાને ઉપર જણાવેલી કીરીયા મુજબ કાપી પાવ કરસીઆમાં મુકી ઉરવી-સગાહમાં લાવે અને નીચલા અવસ્તા પઢી બાજ મુકે:—

**યથા અહી વઇર્યો ૨, યસ્નેમ્ચ વહ્મેમ્ચ અઓજસ્ચ જવરેચ આફ્રીનામિ, ઉર્વરયાઓ વંધ્રહુયાઓ મજ્દધાતયાઓ અષઓન્યાઓ અષેમ્ વોહી ૧, અહ્માઇ રએશ્ચ (પુરી), હજંધ્રેમ્ (પુરી), જસમે અવંધ્રહે મજ્દ (પુરી) પઢે.**

## (૩) એવીઅંઘન લેવાની કીરીઆ.

યોજદાથરેગર મોબેદ ઉપર લખેલી કીરીઆમાં જણાવ્યા મુજબ પાવ કીધેલો કરસીઓ ડાબા હાથમાં તથા છુરી જમણા હાથમાં પકડી ખજુરીના ઝાડ આગળ જઇ તેની એક પાતરી જમને હાથે સાફ કરે અને ત્રણ મરતબે

**ક્ષ્નઓથ્ર અહુરહે મજ્દાઓ અષેમ્ વોહી ૧**

પઢે એવી રીતે કે પેહેલી મરતબે "ક્ષ્નઓથ્ર અહુરહે મજ્દાઓ અષેમ" સુધી પઢતાં છુરી સાથનો જમનો હાથ પાવ કરે અને "વોહી" થી બાકીની "અષેમ" પુરી પઢતાં જે ખજુરીની પાતરી સાફ કીધી છે તે પાવ કરે. એજ મુંજબ બીજી મરતબે તથા ત્રીજી મરતબે પઢતાં છુરી સાથનો જમનો હાથ તથા ખજુરીની પાતરી ઉપર લખ્યા મુજબ પાવ કરે. પછી "અષેમ" પઢી છુરીથી પાતરીનું મુંડું કાપી નીચે નાખે અને "વોહી" થી આખી "અષેમ" પઢતાં પાતરી થડમાંથી કાપી એક વખત પાવ કરી કરસીઆ માં મુકે.

## (૪) ઉરવરાંમ લેવાની કીરીઆ.

પહેલાં જે દાડમના ઝાડની ઉરવરાંમ લેવી હોય તેની ડાલી મોબેદ સાફ કરી આવે. પછી પાવ કરસીઓ ડાબા હાથમાં અને છુરી જમણા હાથમાં લઇ ઝાડ આગળ જઈ ત્રણ મરતબે

ક્ષ્નઓથ્ર અહુરહે મજદાઓ અષેમ્ વોહી ૧

પઢતાં ઉપર લખેલી કીરીઆ મુજબ છુરી સાથનો જમનો હાથ ત્રણ વાર પાવ કરે અને દાડમનાં ઝાડની ડાંખલીને પણ ત્રણ વાર પાવ કરે. પછી "અષેમ" પઢતાં છુરીથી તેનું ઉપલું મુડું જરા કાપી નીચે નાંખે અને "વોહી" થી આખી "અષેમ" પઢતાં જેટલી ડાલી જોઈએ તેટલી થડમાંથી કાપી કાઢે અને ફરીથી એકવાર પાવ કરી કરસીઆમાં મુકી ઉરવીસગાહમાં લાવે અને કશની બહાર આવી યાને પાવીની બહાર જઈ અષેમ વોહી ૧ પઢી બાજ મુકે.

## (૫) જીવાંમ લેવાની કીરીઆ.

પહેલાં મોબેદ દુધ આપે એવી બકરી ઉરવીસગાહમાં લાવી તેનું મોઢું ઉગમન તરફ કરી ઉભી રાખે, અને ત્રણ મરતબે તેનાં થાન ધોઈ સાફ કરે. પછી જીવામ લેનાર મોબેદ પાવ કરસીઓ ડાબા હાથમાં લીએ અને બકરીની ડાબી બાજુએ દક્ષીણ દીશા તરફ મોઢું કરીને બેસી ત્રણ મરતબે

ક્ષ્નઓથ્ર અહુરહે મજદાઓ અષેમ વોહી ૧

પઢતાં ઉપરનીજ કીરીઆ મુજબ જમનો હાથ ત્રણ મરતબે પાવ કરે અને બકરીનું થાન પણ ત્રણ મરતબે પાવ કરે. ત્રીજી મરતબે થાન પાવ કરીને જમને હાથે પકડી રાખે અને ડાબો હાથ જમના હાથ સાથ પેવંદ કરીને નીચલા અવસ્તા પઢી બાજ લીએઃ—

**અષેમ્ વોહી ૩, ફ્રવરાને મજ્દયસ્નો જરથુશ્ત્રિશ્ વીદએવો અહુર-ત્કએષો** (જે ગેહ હોય તે પઢે.) **ફ્રસસ્તયએચ, ‡ગેઉશ્ તશ્ને ગેઉશ્ ઉર્‌વને તવ ગેઉશ્ હુધાઓંધ્રહે ઉર્‌વને, ક્ષ્નઓથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ. યથા અહૂ વઇર્યો જ્ઓતા ફ્રા-મે મ્રૂતે. અથા રતુશ્ અષાત્ ચિત્ હચ ફ્રા અષવ વીદ્વાઓ મ્રઓતૂ.**

ત્યાર પછી "**અષ**" પઢતાં દુધની ધાર જમીન ઉપર નાખે, "**સર**" પઢતાં દુધની ધાર કરસીઆમાં નાખે, "**મનંઘ્રહુ**" પઢતાં દુધની ધાર જમીન ઉપર નાખે. પાછું "**અષ**" પઢતાં જમીન ઉપર, "**સર**" પઢતાં કરસીઆમાં અને "**વચંઘ્રહુ**" પઢતાં દુધની ધાર જમીન ઉપર નાખે. વળી પાછું "**અષ**" પઢતાં જમીન ઉપર, "**સર**" પઢતાં કરસીઆમાં અને "**શ્ય-ઓથ્ન**" પઢતાં દુધની ધાર જમીન ઉપર નાખે. પછી થાનથી હાથ છુટો કરી નીચલા અવસ્તા પઢે.

**યથા અહૂ વઇર્યો ૨, યસ્નેમચ વહ્મેમચ અઓજસ્ચ જવરેચ આફ્રીનામિ, ગેઉશ તશ્ને ગેઉશ્ ઉર્‌વને તવ ગેઉશ્ હુધાઓંધ્રહે ઉર્‌વને.** (બાજમાં પઢે) **હુજંઘ્રેમ બએષજનાંમ્ બએવરે બએષજનાંમ્**

પછી જીવામદાન યજશને ગાહમાં લાવી નીચલા અવસ્તા પઢી બાજ મુકે:-

---

‡ આગલા વખતમાં એકથી વધુ ગાય યા ગોસ્પંદનું જીવામ લેવામાં આવતું હતું. જો એક ગાય અથવા ગોસ્પંદ હોય તો ઉપર મુજબ પઢવામાં આવતું. પણ જો બે ગાય યા ગોસ્પંદ હોય તો નીચે મુજબ પઢવામાં આવતું:-

**ગેઉશ્ તશ્ને ગેઉશ્ ઉર્‌વને યવાકેમ્ ગેઉશ્ હુધાઓંધ્રહે ઉર્‌વને ક્ષ્નઓથ્ર ય૦ વ૦** (વગેરે છેવટ સુધી). પણ જો ત્રણ અથવા ત્રણથી વધારે ગાય યા ગોસ્પંદ હતાં તો નીચે મુજબ પઢવામાં આવતું:-

**ગેઉશ્ તશ્ને ગેઉશ્ ઉર્‌વને યુષ્માકેમ્ ગેઉશ્ હુધાઓંધ્રહે ઉર્‌વને ક્ષ્નઓથ્ર** (છેવટ સુધી.)

અષેમ વોહી ૧, અહ્માઇ રએશ્ચ. હુજંઘ્રેમ. જસમે અવંઘ્રહે. (આખી પઢે.)

## (૬) હોમ ગાલવાની શરૂઆતમાં આલાતો ગોઠવવાની વીગત.

યોજદાથરેગર મોબેદ ઈજશનેમાં વાપડવાનાં આલાતો જેમાં માહુરૂએની જોડ ૧, હાવનીમ ૧, લાલો ૧, તશ્તા (અથવા રકાબી) ૪ જેમાં એક સુરાખદાર યાને ૯ આંધલાંવાલો, ફુલીઆં ૪, વરસ બાંધેલી વીટી ૧, ધાતુના દસ્તાની છુરી ૧, અને બરસમના તાએ ૩૫, હોય છે તેઓને ઉજારી સાફ કરી કુવાનાં પાણીથી ત્રણ વાર ધોઇ એક કુંદીમાં મુકી તેને ચોખાં પાણીથી ભરી ઇજશને ગાહમાં લાવી કુંડી મુકવાના ખુઆન અથવા પથર ઉપર થોડુંક પાણી નામી ત્યાં મુકે. વળી ચોખાં પાણીથી ભરેલા ૨) કરસીઆ તથા ૧) કારનું તૈયાર રાખે. હોમ ગાલનાર મોબેદ આતશ રોશન કરે અને એક એસમબોએ આતશ આગલના પથર ઉપર માંડે અને હોમસલી, એવીઅંઘન તથા ઓરવરાંમ તેની જગ્યાએથી લઇ પોતાની આગળ એક નાંધલા પથ્થર અથવા એવીજ કોઈ ચીજ ઉપર અલાહેદાં મુકે. ત્યાર પછી હોમ ગાલનાર મોબેદ પોતાની જગ્યાએ બેસીને આગળ જેમ કરસીઓ પાવ કરવા લખ્યું છે તે પ્રમાણે બે કરસીઆ તેમજ કુંડી પાવ કરે. ત્યાર પછી

ક્ષ્નઓથ્ર અહુરહે મજદાઓ, અષેમ્ વોહી ૧

પઢી પોતાનો જમનો હાથ પાવ કરી કુંદીમાંથી એક તશ્તો કાઢે અને જે કરસીઆના પાણીએ પોતાનો જમનો હાથ પાવ કીધો તે કરસીઓ કુંડીમાંથી તશ્તા વડે પાણી લેઇ ભરી કાઢી પોતાના ડાબા હાથ તરફના પથર ઉપર મુકે, પછી ડાબા હાથમાં ધાતુના દસ્તાવાલી છુરી પકડી જમના હાથવાલી રકાબીમાં કુંડીમાંથી પાણી લેઇ હીંદોરા અથવા આલાત ગોઠવવાના ખોઆનને ધોય. પછી ત્રણ ભરતબે

ક્ષનઓથ અહુરહે મજદાઓ, અષેમ વોહી ૧,

પઢતાં, પહેલાં રકાબીમાં પાણી લેઈ છુરી સાથનો ડાબો હાથ જમીન ઉપર પાવ કરે અને બાકીનું પઢતાં પઢતાં હીંદોરા ઉપર પાણી નાખી ધોય. ત્યાર પછી

અષેમ્ વોહી ૩

પઢે એવી રીતે કે દરેક "અષેમ" પઢતાં હાથમાંની રકાબી પાણીથી ભરી કાઢે અને હીંદોરા ઉપર ઉભું આડું પાણી એવી રીતે નાખે કે આખો ખોઆન ચો તરફથી પાવ થાય. પછી ડાબા હાથમાંની છુરી ખોઆનનાં એક ખુણાંમાં બાજુએ મુકે અને જમના હાથમાંની રકાબી હીંદોરા ઉપર આતશની બાજુએ બરોબર પોતાની સાંખે હવે પછી દરૂન મુકવાને માટે અબરૂ વાળે. ત્યાર પછી બેહુ હાથે માહરૂએની બેહુ જોડ કુંદીમાંથી બહાર કાઢી તેનાં શીંગડાં હીંદોરાને લગાડે અને પોતાની નજદીક ડાબા હાથ તરફ સરખાં ગોઠવે. પછી હાવનીમ અને લાલો સાથે કહુડી હીંદોરાની વચમાં પોતાની સાંભે મુકે અને લાલાનું આગલું મુંડું ઉગમન તરફ રાખે. ત્યાર પછી ચાર કુલીઆં કાઢી ત્રણ કુલીઆં પોતાની નજદીક અબડુ મુકે અને એક કુલીઉ આતશની બાજુએ પોતાની જમની ગમ વરસની વીટીને માટે ચટું મુકે. હવે ત્રણ તશ્તા બહાર કાઢી સુરાખદાર તશ્તો મહારૂએ ઉપર અબડુ મુકે અને બીજો એક તશ્તો જીવામને માટે માહરૂએના પગ આગળ પોતાના ડાબા હાથ તરફ ચટો મુકે અને એક તશ્તો વરસનાં કુલ્યાંની નીચે મુકે. ત્યાર પછી બરસમના ૨૩ ) તાએ બરોબર ગણી મહારૂએ ઉપર મુકે અને વરસની વીટી તેનાં કુલીઆંમાં મુકે.

## (૭) જોર કાઢવાની કીરીઆ.

જોર કાઢનાર મોબેદ બરસમનો એક તાએ વરસની વીટી સાથે પોતાના જમના હાથની ચમટીમાં પકડે અને દાબો હાથ પેલાં અબડુ વાળેલાં ત્રણ પુલીઆં ઉપર મુકી જમના હાથમાંની બર-

સમના તાએ સાથની વર્સની વીટી ૧૦૧ વખત કુંડીના પાણીમાં પાવ કરતાં ખુદાના ૧૦૧ નામો (જે હવે પછી આગવામાં આવ્યાં છે) તે બાજમાં પઢે અને પછી બરસમનો તાએ અને વરસની વીટી તેઓની જગ્યાએ પાછી મુકી પોતાના બેહુ હાથ ત્રણ અબડુ પુલીઆં ઉપર મુકે અને નીચલા અવસ્તા પઢી બાજ લીએઃ–

**અષેમ્ વોહી ૩, ફ્રવરાને મજદયસ્નો જરથુશત્રિશ વીદ-એવો અહુર-ત્કએષો (જે ગેહ હોય તે પઢે) ફ્રસસ્તયએચ, અઇબ્યો વંધ્રઉહિબ્યો વીસ્પનાંમ્ચ અપાંમ્ મજદધાતનાંમ્, બેરેજતો અહુરહે નફેધ્રો અપાંમ્ અપસ્ચ મજદધાતયાઓ,**

નીચલાં પદમાંનો "તવ" બોલ બોલતાં અબડુ વાલેલાં કુલીઆંમાંથી બે કુલીઆં ખુઆન ઉપર થોકી ચટાં કરે અને પઢે

**તવ અહુરાને અહુરહે ક્ષ્નઓથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્ન-ઓથ્રાઇચ ફ્રસસ્તયએચ, યથા અહી વઇર્યો જઓતા ફ્રા–મે મ્રૂતે, અથા રતુશ અષાત્ચિત્ હચ ફ્રા અષવ વીદ્વાઓ મ્રઓતૂ.**

નીચલાં પદમાંનો "ફ્રા તે" બોલો પઢતાં ચટાં કીધેલાં બેહુ કુલીઆં હાથમાં લઇને કુંડીમાંના પાણીની સપાટી ઉપર ફેરવે અને પઢે

**ફ્રા–તે સ્તઓમઇદે અહુરાને અહુરહે વંધ્રહૂશ યસ્નાંસ્ચ વહ્માંસ્ચ હૂબેરેતીશચ ઉશ્તબેરેતીશચ વન્તબેરેતીશ્ચ.**

ત્યાર પઢી **યજતનાંમ્.** પઢતાં હાથમાંનાં બેહુ પુલીઆં કુડીમાંના પાણીની સપાટી ઉપર એવી રીતે ફેરવે કે અંદર પાણી દાખલ થાય નહી.

થ્વા **અપઓનાંમ્** પઢતાં બેહુ કુલીઆં કુડીનાં પાણીમાં અરધાં દુબાડે. કુક્ષનીશ પઢતાં બેહુ કુલીઆં કુડીનાં પાણીમાં આખાં દુબાડે. ઉસ્–**બી–બરામિ** પઢતાં બેહુ કુલીઆં પાછાં પાણીની સપાટી ઉપર લાવે. **રથ્વએચ બેરેજતો** પઢતાં જમના હાથનાં કુલીઆંમાનો એક કતરો ડાબા હાથનાં પુલીઆંમાં અને ડાબા

હાથનાં ફુલીઆમાંનો એક કતરો જમના હાથના પુલીઆમાં રેડી ભેલસેલ કરે. ગાથાઓસ્ચ સાત્યોઇત્ પઢતાં બેહુ પુલીઆં કુંડીની કોર ઉપર લગાડે અને જમનાં હાથમાંનું પુલીઉ ખોઆન ઉપરે જમની ગમ મુકે.

આટલું પઢી રહી સુરાખદાર તસ્તો જે મહારૂએ ઉપર અબડું મુકેલો છે તે પોતાની જમની ગમનાં જોરનાં પુલીઆં ઉપર ચટો મુકી નીચલા અવસ્તા પઢી બાજ મુકે:–

યથા અહી વઇર્યો ૨,

આ બે "યથા"ની દરેક બ્યઓથનનાંમ પઢતી વખતે હાથમાંનાં ફુલીઆંમાંથી એક કતરો સુરાખદાર તસ્તામાં નામે અને તે ફુલીઉ સુરાખદાર તશ્તા ઉપર મુકે. (સુરાખદાર તશ્તાની નીચેનું તેમજ ઉપરનું પુલીઉ બે જોરનાં પુલીઆં છે). ત્યાર પછી બેહુ હાથ સુરાખદાર તસ્તા ઉપર મુકી પઢે:–

યસ્નેમ્ચ વહ્મેમ્ચ અઓજસ્ચ જવરેચ આફ્રીનામિ, અઇબ્યો વંઘ્ઉહિબ્યો વીસ્પનાંમ્ચ અપાંમ્ મજ્દધાતનાંમ્ બેરેજતો અહુરહે નફ્રો અપાંમ્ અપસ્ચ મજ્દધાતયાઓ તવ અહુરાને અહુરહે.

ઉપલાં પદમાંનાં તવ અહુરાને અહુરહે બોલો પઢતાં ત્રીજું પુલીઉં જે અબડુ છે તે ખોઆન ઉપર થોકી માહરૂએના પગ આગળ પોતાની નજદીક ચટું મુકે.

## (૮) બરસમ બાંધવાની કોરીઆ.

પરથમ બરસમના ૨૩) તાએ ગણી જમના હાથમાં લીએ અને છુરી દાબા હાથમાં પકડે અને પછી ઉરવરાંમ જ્યાં મુકેલું છે ત્યાંથી લઇને જીવામના તસ્તામાં મુકે અને એવીઅંઘન લઇને બરસમ ઉપર રાખે, અને એવીઅંઘનના બેહુ છેડા જમને હાથે પકડી નીચલા અવસ્તા પઢી બાજ લીએ:–

અષેમ વોહી ૩, ફ્રવરાને મજ્દયસ્નો જરથુશત્રિશ વીદ-એવો અહુર-ત્કએષો (જે ગેહ હોય તે પઢે) ફ્રયસ્તયએચ, ક્ષથ્રહે વઇરયહે અયઓક્ષુસ્તહે મરેજ્દિકાઇ થ્રાયો-દ્રિગઓવે ક્ષ્નઓથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ, યથા અહી વઇર્યો જઓતા ફ્રા-મે મ્રૂતે, અથા રતુશ અષાત્ચિત્ હચ ફ્રા અષવ વીદ્વાઓ મ્રઓતૂ. અષેમ. અષેમ વોહી ૧, યથા અહી વઇર્યો ૨,

ઉપલી "યથા" ની પહેલી બ્યઓથનનાંમ પઢતાં બરસમમાંથી એક તાએ કાઢી બેહુ માહરૂએના પગ ઉપર મુકે, અને બીજી બ્યઓથનનાંમ પઢતાં બરસમમાંથી બીજો એક તાએ કાઢી જીવામના તશ્તા ઉપર મુકે અને પાછા એવીઅંઘનના બેહુ છેડા પકડી પઢે:-

યસ્નેમચ વહ્મેમચ અઓજસ્ચ જવરેચ આફ્રીનામિ, ક્ષથ્રહે વઇરયહે અયઓક્ષુસ્તહે મરેજ્દિકાઇ થ્રાયો-દ્રિગઓવે,

અષેમ વોહી ૩, ફ્રવરાને મજ્દયસ્નો જરથુશત્રિશ વીદ-એવો અહુર-ત્કએષો (જે ગેહ હોય તે પઢે) ફ્રસસ્તયએચ.

પછી અહુરહે મજ્દાઓ પઢતાં બરસમ ઉપર એવીઅંઘનનો એક આંટો મારે, રએવતો પઢતાં બીજો આંટો અને ખરેનંઘ્રહુતો પઢતાં ત્રીજો આંટો મારે અને પઢે:-

ક્ષ્નઓથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ, યથા અહી વઇર્યો જઓતા ફ્રા-મે મ્રૂતે, અથા રતુશ અષાત્-ચિત્ હચ ફ્રા અષવ વીદ્વાઓ મ્રઓતૂ. અષેમ વોહી ૪

ઉપલી ચાર "અષેમ" માંથી ત્રણ અષેમ પઢતાં બેહુ હાથ હમપેવંદ કરી બરસમ કુંડીમાં લઈ જઈ ત્રણ વખત તેનાં આગલાં મુડાં તરફથી બંધે હાથ સુધાં પાણીમાં પાવ કરે અને ચોથી અષેમ પઢતાં બરસમનું પાછલું મુડું બંધે હાથ સાથે પાવ કરી પાછી આગલાં મુડાં તરફથી પાણીમાંથી બહાર કાઢે, અને પઢે:-

**યથા અહી વઇર્યો ૨,**

ઉપલી દરેક યથા પઢતી વખતે જમને હાથે એવીઅંઘનને કુસ્તીની માફક ષ્યઓથનનાંમ પઢતાં સવરા ગાંઠ વાળે અને ફરીથી

**યથા અહી વઇર્યો ૨**

પઢે, દરેક ષ્યઓથનનાંમ પઢતી વખતે એવીઅંઘનના બે છેડાના મુડાંને કાપી દુર નાખે અને પઢે:-

**યસ્નેમચ વહ્મેમચ અઓજસ્ચ જવરેચ આફ્રીનામિ, અહુરહે મજદાઓ રએવતો ખરેનંધ્રહુતો.**

બરસમ ઉપર કુંદીમાનાં પાણીનો એક કતરો નામી તેને માહરૂએ ઉપર મુકે.

## (૯) હોમ સલી પાવ કરવાની કીરીઆ.

હવે જોર કાઢનાર મોબેદ ધાતુના દસ્તાની છુરી તથા હોમસલી જીવામના તશ્તામાંથી લઇને જમના હાથમાં પકડે અને નીચલા અવસ્તા પઢી બાજ લીએ:-

**અષેમ્ વોહી ૩, ફ્રવરાને મજદયસ્નો જરથુશત્રિશ વીદએવો અહુર-તકએષો (જે ગેહ હોય તે પઢે) ફ્રસસ્તયએચ, હ્અોમહે અષવજંધ્રહો ક્ષ્નઓથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ, યથા અહી વઇર્યો જઓતા ફ્રા-મે મ્રૂતે, અથા રતુશ્ અષાત્ચિત્ હચ ફ્રા અષવ વીધ્વાઓ મ્રઓતૂ. અષેમ્ વોહી ૪.**

ઉપર ચાર **અષેમમાંથી** ત્રણ પઢતાં બેહુ હાથ હમપેવંદ કરી હોમસલી કુંદીમાં લઇ જઇ ત્રણ વખત તેનાં આગલાં મુડાં તરફથી બંધે હાથ સુધાં પાણીમાં પાવ કરે અને ચોથી અષેમ પઢતાં હોમસલી પાછલાં મુડાં તરફથી પાવ કરી આગલાં મુડાં તરફથી પાણીમાંથી બહાર કાઢે અને પઢે:-

**યથા અહૂ વઇર્યો ૨,**

ઉપલી બેમાંથી પેહેલી યથા પઢતાં છુરીથી હોમસલીનાં ચાર કટકા કરી એક કટકો સુરાખદાર તશ્તામાં અને ત્રણ કટકા જીવામની રકાબી જે ખાલી છે તેમાં મુકે. બીજી યથા પઢતાં બોરવરાંમ લઇને બ્યઓથનનાંમ પઢતાં ચાર કટકા કરે અને એક કટકો સુરાખદાર તશ્તામાં અને બાકીના ત્રણ કટકા જીવામની રકાબીમાં મુકે અને પઢે:-

**યસ્નેમચ વહ્મેમચ અઓજસ્ચ જવરેચ આફ્રીનામિ, હુઓમહે અષવજંધ્રહેો.**

આટલું પઢી દરૂનની અબડુ રકાબી જીવામના ખાલી તશ્તા ઉપર ઢાંકે.

## (૧૦) વરસની બાજ લેવાની કીરીઆ.

પરથમ મોબેદ વરસની વીટી જે પુલીઆંમાં છે ત્યાંથી લઇ ડાબા હાથમાં પકડી જમને હાથે વરસના બાલ ઉંચા પકડી રાખીને નીચલા અવસ્તા પઢી બાજ લીએ:-

**અષેમ્ વોહૂ ૩, ફ્રવરાને મજદયસ્નો જરથુશત્રિશ્ વીદએવો અહુર-તકએષો (જે ગેહ હોય તે પઢે) ફ્રસસ્તયએચ. જરથુશ્ત્રહે સ્પિતામહે અષઓનો ફ્રવષેએ ક્ષ્નઓથ્ર યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ, યથા અહૂ વઇર્યો જઓતા ફ્રા-મે મ્રૂતે અથા રતુશ્ અષાત્ચિત્ હચ ફ્રા અષવ વીદ્વાઓ મ્રઓતૂ.**

એટલું પઢી વરસની વીટી સુરાખદાર તશ્તામાં મુકે અને બેહુ હાથે સુરાખદાર તશ્તો તેની ઉપર તથા નીચેનાં બેહુ જોરનાં કુલીઆં સાથે ઉચકીને બેહુ મહારૂએને લગાડે અને હીંદોરા ઉપર ફેરવીને પોતાના જમના હાથ ઉપર તેની અસલ જગ્યાએ પાછો મુકે.

## (૧૧) હોમ ગાલવાની કીરીઆ.

**અહુરાઇ મજદાઇ હઓમાં આવએઘયમહી.**

નીચલું પદ પઢતાં હોમસલી તરફ નેગાહ કરે.

**ઇમાં હઓમાંસ્ચ મ્યજદાંસ્ચ જઓથ્રાઓસ્ચ બરેસ્મચ અષય ફ્રસ્તરેતેમ ગાંમ્ચ હુધાઓંધ્રહેમ**

નીચલું પદ પઢતાં ઓરવરાંમ તરફ નેગાહ કરે.

**ઇમાંમ્ચ ઉર્‌વરાંમ્ હધાનએપતાંમ્ અષય ઉજદાતાંમ્**

નીચલાં પદ પઢતાં જોરનાં કુલ્યાં તરફ નેગાહ કરે.

**અઇબ્યો વંઘ્રુહિબ્યો ઇમાઓ જઓથ્રાઓ હઓમવઇતીશ્ ગઓમવઇતીશ્ હધાનએપતવઇતીશ અષય ઉજદાતાઓ અઇબ્યો વંઘ્રુહિબ્યો અપેમ્ચ હઓમ્યાંમ્**

નીચલું પદ પઢતાં હાવનીમ તરફ નેગાહ કરે.

**અસ્મનચ હાવન અયંઘ્રહુએનચ હાવન**

નીચલું પદ પઢતાં બરસમ તરફ નેગાહ કરે.

**ઇમાંમ્ચા ઉર્વરાંમ બરેસ્મનીમ્ જધ્મ્રશીમ્ચ રતુફ્રિતીમ્ મરેથ્રેમ્ચ વરેજેમ્ચ દએનયાઓ વંઘહુયાઓ માજદયસ્નોઇશ્ ગાથનાંમ્ચ સ્રઓથ્રેમ્ જધ્મ્રશીમ્ચ અષઓનો અષહે રથ્વો રતુફ્રિતીમ.**

નીચલું પદ પઢતાં એસમ બોય તરફ નેગાહ કરે.

**ઇમાં અએસ્માંસ્ચ બઓઇધીમ્ચ**

નીચલાં પદ પઢતાં આતશ તરફ નેગાહ કરે.

**તવ આથ્રો અહુરહે મજદાઓ પુથ્ર વીસ્પચ વોહુ મજદધાત અષ-ચિથ્ર પઇરિચ દદેમહી આચ વએઘયમહી આઅત્ દીશ્ આવએઘયમહી, અહુરાઇચ મજદાઇ સ્રઓષાઇચ અષ્યાઇ અમેષએઇબ્યસ્ચ સ્પેન્તએઇબ્યો અષઓનાંમ્ચ ફ્રવષિબ્યો અષ-**

ઓનાંમ્ચ ઉર્વેઇઇબ્યો આથ્રએચ અહુરહે મજદાઓ રથ્વએ, બેરેજઇતે વીસ્પયાઓ સાંચતચ અષઓનો સ્તોઇશ યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ આઅત દીશ આવએધય-મહી.

નીચલાં પદ પઢતાં વરસની વીટી તરફ નેગાહ કરે.

જરથુશ્ત્રહે સ્પિતામહે અષઓનો ફ્રવષે યસ્નાઇચ વહ્મા-ઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ, અંઘ્રહુયઓશ અષ ચિનંઘ્રહો મત વિસ્પાબ્યો અષઓનિબ્યો ફ્રવષિબ્યો યાઓ ઇરીરિથુષાંમ અષઓનાંમ યાઓસ્ચ જવન્તાંમ અષઓનાંમ યાઓસ્ચ નરાંમ અઝાતનાંમ ફ્રષોચરેથ્રાંમ સઓષ્યન્તાંમ.

નીચલાં પદો પઢતાં ઉપર લખ્યા મુજબ આલાતો મેહેલે મેહેલ જોતો પઢે.

ઇમાં હુઓમાંસ્ચ મ્યજદાંસ્ચ જઓથ્રાઓસ્ચ બરેસ્મચ અષય ફ્રસ્તરેતેમ ગાંમ્ચ હુધાઓંઘ્રહેમ, ઇમાંમ્ચ ઉર્વરાંમ હુધા-નએપતાંમ અષય ઉજદાતાંમ, અઇબ્યો વંઘ્રઉહિબ્યો ઇમાઓ જઓથ્રાઓ હુઓમવઇતીશ ગઓમવઇતીશ હુધાનએપતવઇ-તીશ અષય ઉજદાતાઓ અઇબ્યો વંઘ્રઉહિબ્યો અપેમ્ચ હુઓમ્યાંમ, અસ્મનચ હાવન અયંઘહએનચ હાવન, ઇમાં-મ્ચા ઉર્વરાંમ બરેસ્મનીમ જધ્મૂશીમ્ચ રતુક્રિતીમ મરે-થ્રેમ્ચ વરેજેમ્ચ દએનયાઓ વંઘ્રહુયાઓ માજદયસ્નોઇશ ગાથનાંમ્ચ સ્રઓથ્રેમ જધ્મૂશીમ્ચ અષઓનો અષહે રથ્વો રતુક્રિતીમ, ઇમાં અએસ્માંસ્ચ બઓઇધીમ્ચ, તવ આથ્રો અહુ-રહે મજદાઓ પુથ્ર વીસ્પચ વોહુ મજદધાત અષ-ચિથ્ર પઇ-રિચ દદેમહી આચ વએધયમહી; આઅત દીશ આવએધયમહી અમેષએઇબ્યો સ્પેન્તએઇબ્યો હુક્ષથ્રએઇબ્યો હુધાબ્યો યવએ-જિબ્યો યવએસુબ્યો યોઇ વંઘ્રહેઉશ આ મનંઘ્રહો ષ્યેઇન્તિ યાઓસ્ચ ઉઇતિ; આઅત દીશ આવએધયમહી ફ્રાયેહીશ અહે

માનહે ક્રદ્દથાઈ અહે માનહે પસ્વાંમચ નરાંમચ જાતનાંમચ જંહમ્રનાંમચ અષઓનાંમ યેંઘ્રહે અએમ હેન્તિ; આઅત દીશ આવએધયમહી અષઓનાંમ વંઘ્રહુબ્યો ક્રવષિબ્યો યાઓ ઉદ્રાંઓસ્ચ અઇવિથૂરાઓસ્ચ અષઓનાંમ અવંઘ્રહે; આઅત દીશ આવએધયમહી

નીચલાં પદો પઢતાં સુરાખદાર તશ્તા ઉપરનું જોરનું પુલીઉ ઉંચકીને પોતાની નજદીક જમના હાથ તરફ ખોઆન ઉપર મુકે અને સુરાખદાર તશ્તો તેની નીચેનાં ખાલી પુલીઆં સાથે ઉંચકીને માહરૂએના પગ આગળ હાવનીમની નજદીક મુકે :—

દથુશો અહુરહે મજદાઓ રએવતો ખરેનંઘ્રહતો મઇન્યેઉશ મઇન્યઓયેહે અમેષનાંમ સ્પેન્તનાંમ યસ્નાઇચ વહ્માઇચ ક્ષનઓથ્રાઇચ ક્રસસ્તયએચ; આઅત દીશ આવએધયમહી

નીચલાં પદ પઢતાં હાવનીમ વજાડે.

અસન્યએઇબ્યો અષહે રતુબ્યો હાવનેએ અષઓને અષહે રથ્વે યસ્નાઇચ વહ્માઇચ ક્ષનઓથ્રાઇચ ક્રસસ્તયએચ, આઅત દીશ આવએધયમહી સાવંઘ્રહેએ વીસ્યાઇચ અષઓને અષહે રથ્વે યસ્નાઇચ વહ્માઇચ ક્ષનઓથ્રાઇચ ક્રસસ્તયએચ, આઅત દીશ આવએધયમહી

નીચલાં પદો પઢતાં હાવનીમ તેની જગાએ અબડુ કરે અને હોમસલી અને ઓરવરાંમ જે સુરાખદાર તશ્તામાં છે તે હીંદોરા ઉપર છુટું છુટું મુકી છુંડે અને હાવનીમની પરગઈ ઉપર મુકે :—

મિથ્રહે વોઉરૂ ગઓયઓઇતોઇશ હજંઘ્રરો ગઓષહે બએવરે ચશ્મનો અઓખ્તો નામનો યજતહે રામનો ખાસ્ત્રહે યસ્નાઇચ વહ્માઇચ ક્ષનઓથ્રાઇચ ક્રસસ્તયએચ, આઅત દીશ આવએધયમહી

[જે રોજ માહ હોય તે પઢે]

તવ આથ્રો અહુરહે મજ્દાઓ પુથ્ર મત્ વીસ્પએઇબ્યો આતેરેબ્યો યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ, આઅત્ દીશ્ આવએધયમહી અઇબ્યો વંઘ્હિબ્યો વીસ્પનાંમચ અપાંમ મજ્દધાતનાંમ્ વીસ્પનાંમચ ઉર્વરનાંમ મજ્દધાતનાંમ્ યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ, આઅત્ દીશ્ આવએધયમહી માંથ્રહે સ્પેન્તહે અષઓનો વેરેજ્યંઘ્હહે દાતહે વીદએવહે દાતહે જરથુશ્ત્રોઇશ્ દરેઘયાઓ ઉપયનયાઓ દએનયાઓ વંઘ્હુયાઓ માજ્દયસ્નોઇશ્ યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ, આઅત્ દીશ્ આવએધયમહી ગરોઇશ્ ઉષિ દરેનહે મજ્દધાતહે અષ ખાથ્રહે વીસ્પએપાંમચ ગઇરિનાંમ્ અષ-ખાથ્રનાંમ્ પોઉરૂ-ખાથ્રનાંમ્ મજ્દધાતનાંમ્ કાવયેહેચ ખરેનંઘ્હો મજ્દધાતહે અખરેતહેચ ખરેનંઘ્હો મજ્દધાતહે યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ, આઅત્ દીશ્ આવએથ્રયમહી અષોઇશ્ વંઘ્હુયાઓ ચિસ્તોઇશ્ વંઘ્હુયાઓ એરેથે વંઘ્હુયાઓ રસાંસ્તાતો વંઘ્હુયાઓ ખરેનંઘ્હો સવંઘહો મજ્દધાતહે યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ, આઅત્ દીશ્ આવએધયમહી દહ્મયાઓ વંઘ્હુયાઓ આફ્રિતોઇશ્ દહ્મહેચ નર્શ અષઓનો ઉગ્રહેચ તખ્મહે દામોઇશ્ ઉપમનહે યજતહે યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તએચ, આઅત્ દીશ્ આવએધયમહી

નીચલું પઢતાં હોમસલી હાવનીમની પરગઇ ઉપરથી લઇને સુરાખદાર તશતામાં મુકે.

**આઓંઘ્હાંમ્ અસંઘ્હાંમચ ષોઇથ્રનાંમચ ગઓયઓઇતિનાંમચ મએથનનાંમચ અવો-ખરેનનાંમચ અમાંમચ જેમાંમચ ઉર્વરનાંમચ અઇંઘ્હાઓસ્ચ જેમો અવંઘ્હેચ અષ્નો વાતહેચ અષઓનો સ્ત્રાંમ્ માઓંઘ્હો હૂરે અનઘ્રનાંમ્ રઓચંઘ્હાંમ્**

અધાતનાંમ્ વીસ્પનાંમ્ચ સ્પેન્તહે મઇન્યેઉશ્ દામનાંમ્ અષ-ઓનાંમ્ અષઓનિમાંમ્ચ અષહે રથ્વાંમ્ યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ, આઅત્ દીશ્ આવઓધયમહી.

નીચલાં પદ ભણુતાં વરસની વીટી હાથમાં લઇને તેની ઉપર નેગાહ કરી પાછી મુકે.

જરથુશ્તહે સ્પિતામહે અષઓનો ફ્રવષેએ ક્ષ્નઓથ યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ, આઅત્ દીશ્ આવઓધયમહી અષઓનાંમ્ ફ્રવષિનાંમ ઉગ્રનાંમ્ અઇવિથૂરનાંમ્ પઓઇર્યો-ત્કએષનાંમ્ ફ્રવષિનાંમ્ નબાનજદિશ્તનાંમ્ ફ્રવષિનાંમ્ યસ્નાઇચ વહ્માઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસ્તયએચ, આઅત્ દીશ્ આવઓધયમહી વીસ્પએઇબ્યો વંધ્હુધાબ્યો યજતએઇબ્યો મઇન્યઓઇ-બ્યસ્ચા ગએથ્યએઇબ્યસ્ચા યોઇ હેન્તિ યસ્ન્યાચ વહ્મ્યાચ અષાત્ હચ યત્ વહિશ્તાત્.

નીચલું પદ ભણુતાં જમને હાથે હાવનીમ ઉંચકીને ખુઆન ઉપર ચારે બાજુ થોકી ચટી કરે.

અમેષા સ્પેન્તા હુક્ષથ્રા હુધાઓંધ્હો યજમઇદે.

નીચલું પદ ભણુતાં જમને હાથે હોમસલી હાવનીમમાં મુકે.

ઇમેમ્ હઓમેમ્ અષય ઉજદાતેમ્ યજમઇદે.

નીચલું પદ ભણુતાં ઓરવરાંમ હાવનીમમાં મુકે.

ઇમાંમ્ચા ઉર્વરાંમ હધાનએપતાંમ્ અષય ઉજદાતાંમ્ યજમઇદે.

નીચલાં પદ ભણુતાં જોરનું કુલીઉ ઉંચકી તેમાંથી એક કતરો હાવનીમમાં નામી તેની જગાએ મુકે.

અપ્રબ્યો વંધ્હુઉહિબ્યો ઇમાઓ જઓથ્રાઓ હઓમવઇ-તીશ્ ગઓમવઇતીશ્ હધાનએપતવઇતીશ્ અષય ઉજદાતાઓ અપ્રબ્યો વંધ્હુઉહિબ્યો અપેમ્ચ હઓમ્યાંમ્ યજમઇદે, અસ્મનચ

હાવન યજમઇદે, અયંધ્રહુએનચ હાવન યજમઇદે, ઇમાંમ્ચ ઉર્વરાંમ બરેસ્મનીમ્ જધ્મૂશીમ્ચ રતુક્રિતીમ્ જરેથ્રેમ્ચ વંરેજેમ્ચ દએનયાઓ વંઘ્રહુયાઓ માજદયસ્નોઇશ ગાથનાંમ્ચ સ્રઓથ્રેમ્ જધ્મશીમ્ચ અપઓનો અપહે રથ્વો રતુક્રિતીમ્, ઇમાં અએસ્માંસ્ચ બઓઇધીમ્ચ યજમઇદે, તવ આથ્રો અહુરહે મજદાઓ પુથ્ર વીસ્પચ વોહુ મજદધાત અષ ચિથ્ર યજમઇદે.

નીચલું પદ ભણતાં વરસની વીટી તરફ નેગાહ કરે.

જરથુશ્ત્રહે સ્પિતામહે ઇધ અપઓનો અષીમ્ચ ફ્રવષીમ્ચ યજમઇદે.

નીચલું પદ ભણતાં લાલો જમના હાથમાં લેઈ કુંદીમાં ફેરવે.

ઇરિસ્તનાંમ્ ઉર્વાંનો યજમઇદે યાઓ અપઓનાંમ્ ફ્રવષયો; યેંઘ્રહે હાતાંમ્ આઅત્ યેસ્ને પઇતી વંઘ્રહો મજદાઓ અહુરો વએથા અષાત્ હચા યાઓંઘ્રહાંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે.

જો રાથવી હાજર હોય તો એક એસમ બોય આતશ ઉપર મુકી નીચલી બાજ આપે.

યથા અહી વઇર્યો યો જઓતા ફ્રા-મે બ્રૂતે.

## જોતી પઢે.

અથા રતુશ્ અષાત્ચીત્ હચ ફ્રા અષવ વીદ્વાઓ ભ્રઓતૂ.

[ જો રાથવી હાજર નહી હોય તો જોતી પોતે હોમ ગાલી રહ્યા પછી એસમ બોય આતશ ઉપર મુકે. ]

નીચલું પદ પઢતાં જમને હાથે લાલો ઉંચકી તેનું આગલું તેમજ પાછલું મુહું ખોઆનને લગાડયા કરે.

અએતત્ દિમ્ વીસ્પનાંમ્ મજિશ્તેમ્ દજધાઇ અહ્મ્ચ રતૂમ્ચ યિમ્ અહુરેમ્ મજદાંમ્.

નીચલી હરેક સ્નથાઇ પઢતી વખતે દેવોને હાથના ઈશારાંથી ઉતર તરફ હાંકે.

સ્નથાઇ અંઘ્રહે મઇન્યેઉશ્ દ્રવતો, સ્નથાઇ અએષ્મહે ખ્રવી-દ્રઓશ્ સ્નથાઇ માજદઇન્યનાંમ્ દએવનાંમ્ સ્નથાઇ વીસ્પનાંમ્ દએવનાંમ્ વરેન્યનાંમચ દ્રવતાંમ્.

ઉપલાં પદમાં વરેન્યનાંમ્ચ દ્રવતાંમ્ પઢતાં લાલો કુંડીમાં બોરી ટીપું પાણી કાઢી નાખે અને નીચલાં પદમાં ક્રદથાઇ ભણતાં દરેક વખતે લાલો ઉંચે ધરી હાવનીમ ચાર બાજુએ વજાડે.

ક્રદથાઇ અહુરહે મજદ્દાઓ રએવતો ખરેનંઘ્રહુતો, ક્રદથાઇ અમેષનાંમ્ સ્પેન્તનાંમ્, ક્રદથાઇ તિશ્ત્રયેહે સ્તારો રએવતો ખરેનંઘ્રહુતો, ક્રદથાઇ નરોં અષઓનો, ક્રદથાઇ વીસ્પનાંમ્ સ્પેન્તહે મઇન્યેઉશ દામનાંમ્ અષઓનાંમ્.

આ ભણી રહીને લાલો હાવનીમમાં ત્રણ વાર ફેરવે અને પઢે.

યથા અહી વઇર્યો ૪.

ઉપલી ચાર યથામાંની પહેલી યથાની બ્યઓથનનાંમ પઢતાં હોમસલી તથા ઓરવરાંમ એક વાર કુટે, અંઘ્રહેઉશ્ પઢતાં એક વાર અને મજદ્દાઇ પઢતાં એક વાર કુટે. બીજી યથા પઢતાં ઉપર લખેલા દરેક બોલો પઢતી વખતે હોમસલી તથા ઓરવરાંમ બબે વખત કુટે. ત્રીજી યથા પઢતાં ઉપર લખેલા બોલો પઢતી વખતે હોમસલી તથા ઓરવરાંમ ત્રણ ત્રણ વાર કુટે અને ચોથી યથા ભણુતી વખતે હાવનીમ વજાડે અને પઢે.

☞ મજદા અત્ મોઇ વહિશ્તા સ્રવાઓસ્ચા શ્યઓથનાચા વઓચા તા તૂ વોહૂ મનંઘ્રહા અષાચા ઇષુદેમ સ્તૂતો ક્ષ્માકા ક્ષથ્રા અહુરા ફ્રષેમ વસ્ના હઇથ્યેમ્ દાઓ અહૂમ.

[ચાર વાર પઢે, પહેલી ત્રણ વાર પઢતાં હોમ તથા ઓરવરાંમ કુટે અને ચોથી વાર હાવનીમ વજાડે.]

☞ આ અઇર્યેમા ઇષ્યો રફેધ્રાઇ જન્તૂ નેરેઅ્યસ્ચા નાધ્‌-
રિઅ્યસ્ચા જરથુશ્ત્રહે વંઘ્રહેઉશ રફેધ્રાઇ મનંઘ્રહો યા ઇએના
વઇરીમ્‌ હનાત્‌ મીઝ્દેમ્‌ અષહ્યા યાસા અષીમ્‌ યાંમ્‌ ઇષ્યાંમ્‌
અહુરો મસતા મજ્દાઓ.

[ ચાર વાર પઢે, પહેલી ત્રણ વાર હોમ તથા ઓરવરાંમ
કુટે અને ચોથી વખતે પઢતાં હાવનીમ વજાડે. ]

નીચલી ત્રણ અષેમ વોહી પઢતાં દરેક અષેમ બોલ પઢતી
વેલાએ જોરનાં કુલીઆંમાંથી એક કતરો હાવનીમમાં રેડે અને
ત્રીજી અષેમની વોહી ભણતાં માહરૂએના પગ આગળનાં પુલ્યાં-
માંનું પાણી હાવનીમમાં ખાલી કરે.

અષેમ્‌ વોહી ૩, હુઓમ પઇરિ હરેષ્યન્તે મજ્દ ક્ષથ્ર અષ-
ત્તવો વંઘ્રહેઉશ સ્રઓષો.

નીચલું પદ પઢતાં લાલાનું ઉપલું મુંડું હાવનીમમાં ઉધું
મુકી ફેરવે.

યો અષહે હચઇતે માંઝારય હેચ ઇધ યોઇથ્વા અસ્તુ.

ત્યાર પછી નીચલો હુમય બોલ પઢતાં કુટેલી હોમસલી તથા
ઓરવરાંમ લાલાનાં મુંડાં ઉપર ઉંચકી ખોઆન ઉપર ફેરવે અને
ત્યાર પછીના બોલો પઢતાં લાલો હાવનીમમાં ફેરવે.

હુમય ઉપંઘ્રહાઓ ચીષ્‌મઇદ અહુનહે વઇર્યેહે અષય ફ્રસ્રૂતહે.

પછી નીચલો હાવનયાઓસ્ચ બોલ પઢતાં હાવનીમ ઉંચકી
હીંદોરા ઉપર ફેરવી તેની પછીના બોલો ભણતાં તેની જગયાએ
પાછી મુકી ફેરવે.

હાવનયાઓસ્ચ અષય ફ્રષૂતયાઓ અર્ષુખ્ધનાંમચ વચાંમ.

અને પઢે,

અથા જી–ને હુમાયો તર અંઘ્રહેન.

ઉપલું પદ ભણતાં ” બોલતી વખતે લાલાનું ઉપલું
મુડું હાવનીમ આગળ ખુઆનને લગાડે, જી–ને પઢતાં જીવામની
રકાબીને લગાડે, હુમાયો પઢતાં સુરાખદાર તશ્તાને લગાડે, તર
પઢતાં કુંડીને લગાડે અને અંઘ્રહેન પઢતાં બરસમને લગાડે.

પછી દાબો હાથ માહરૂએ ઉપર મુકી તે હાથ વડે લાલાનું નીચલું મુડું. એવી રીતે પકડે કે તેનું આગલું મુડું સુરાખદાર તશ્તાની ઉપરથી રહે અને હોમસલી તથા ઓરવરાંમ જે કુટેલો છે તે જમને હાથે લાલાનાં આગલાં મુડાં ઉપર મુકે અને હાવનીમ ઉંચકે તથા પઢે.

**યથા અહી વઇર્યો ૪.**

દરેક યથાની બ્યઓાથનનાંમ્ પઢતી વખતે હાવનીમમાંથી એક કતરો લાલાનાં આગલાં મુડાં ઉપર એવી રીતે નામે કે તે સુરાખદાર તશ્તામાં જઈ પડે, પછી હાવનીમ કુડીના પાણીથી ધોઇ તેની જગાએ મુકી તેમાં લાલો પાછો મુકે અને પઢે.

☞ **યે સેવિશ્તો અહુરો મજ્દાઓસ્ચા આર્મઇતિશ્ચા અષેમ્ચા ફ્રાદત્-ગએથેમ્ મનસ્ચા વોહૂ ક્ષથ્રેમ્ચા સ્રઓાતા-મોઇ મેરેજ્દાતા મોઇ આદાઇ કહ્યાચીત્ પઇતી.**

ત્રણ વાર પઢે અને એ પઢતાં પઢતાં સુરાખદાર તશ્તો જમને હાથે ઉંચકે એવી રીતે કે તેમાંનું પાણી તેની નીચેનાં પુલીઆમાં પડે અને સુરાખદાર તશ્તો હાવનીમ ઉપર મુકીને પરાહોમનું કુલીઉં ઉંચકે અને માહરૂએના ચાર શીંગડાં ઉપર ફેરવેતો પઢે.

**ઉસ્-મોઇ ઉજારેશ્વા અહુરા આર્મઇતી તેવીષીમ્ દસ્વા**
**સ્પેનિશ્તા મઇન્યૂ મજ્દા વંધહુયા જવો આદા**
**અષા હજો એમવત્ વોહૂ મનંધહા ફ્રેસેરતૂમ્.**
**રફેધ્રાઇ વોઉરૂચષાને દોઇષી-મોઇ યા-વે અબિફ્રા**
**તા ક્ષથ્રહ્યા અહુરા યા વંધહેઉશ્ અષિશ્ મનંધહો**
**ફ્રો સ્પેન્તા આર્મઇતે અષા દએનાઓ ફ્રદક્ષયા.**

નીચલું પદ ભણતાં હાથમાંનું પુલીઉં બરસમને લગાડે.

**અત્ રાતાંમ્ જરથુશ્ત્રો તન્વસ્ચીત્ ખષ્યાઓ ઉશ્તનેમ્**
**દદાઇતી પઉર્વતાતેમ્ મનંધહસ્ચા વંધહેઉશ્ મજ્દાઇ**
**શ્યઓથનહ્યા અષાઇ યાચા ઉખ્ધખ્યાચા સેરઓષેમ્ ક્ષથ્રેમ્ચા.**

## અષેમ્ વોહી ૩,

ઉપલી પહેલી અષેમ વોહીનો અષેમ બોલ ભણુતાં કુલીઆંમાંનું પાણી હાવનીમ ઉપરના સુરાખદાર તશ્તામાં ખાલી કરે અને વોહીથી બાકીની અષેમ ભણુતાં કુલીઆં ઉપર સુરાખદાર તશ્તો મુકે. બીજી અષેમ વોહીનો અષેમ બોલ પઢતાં હાવનીમમાંનું પાણી સુરાખદાર તશ્તામાં ખાલી કરે અને વોહીથી બાકીની અષેમ ભણુતાં સુરાખદાર તશ્તો પાછો હાવનીમ ઉપર મુકે; ત્રીજી અષેમ્ વોહી ભણી જતાં પરાહોમ હાવનીમમાં નામી દે અને સુરાખદાર તશ્તામાંનો હોમસલી તથા બોરવરાંમ નીચવીને ખોઆનનાં એક ખુણામાં મુકે, અને વરસની વીટી તેનાં કુલીઆંમાં પાછી મુકે અને સુરાખદાર તશ્તો પોતાની નજદીકનાં ખાલી કુલીઆં ઉપર મુકે અને લાલો હાવનીમમાં મુકે. પછી સુરાખદાર તશ્તો મહારૂએના પગની પાસે જે જોરનું કુલીઉ છે તેની ઉપર મુકે તથા બાજમાં પઢે:—

### હુમત ૫ મનશની, હૂખ્ત ૫ ગવશની હ્વર્શ્ત ૫ કુનશની.

હુમત બોલ બાજમાં બોલતાં હાવનીમમાંથી એક કતરો હીંદોરા ઉપર નામે; ૫ મનશની ભણુતાં હાવનીમમાંના હોમનો ત્રીજો ભાગ સુરાખદાર તશ્તામાં નામે એવી રીતે કે તે તેની નીચેનાં જોરનાં પુલીઆંમાં પડે. હૂખ્ત ભણુતાં એક કતરો હાવમમાંથી હીંદોરા ઉપર નામે અને ૫ ગવશની ભણુતાં હાવનીમમાંનો બાકી રહેલો હોમનો અરધો ભાગ સુરાખદાર તશ્તામાં એવી રીતે નામે કે તે તેની નીચેનાં જોરનાં પુલીઆંમાં જઈ પડે. હ્વર્શ્ત ભણુતાં એક કતરો હાવનીમમાંથી હીંદોરા ઉપર નામે અને ૫ કુનશ્ની ભણુતાં હાવનીમમાંનો બધો હોમ સુરાખદાર તશ્તામાં નામી દે એવી રીતે કે તે તેની નીચેનાં જોરનાં કુલીઆંમાં જઈ પડે. પછી સુરાખદાર તશ્તો ઉંચકીને માહારૂએની પાસેનાં ખાલી કુલીઆં ઉપર મુકે તથા હોમનું કુલીઉં હાવનીમમાં મુકે અને વરસ હાથમાં લઈ પરગત પઢે:—

**યથા અહી વઇર્યો ૨, યસ્નેમચ વહ્મેમચ અઓજસ્ચ જવંરેચ આફ્રીનામિ, જરથુશ્ત્રહે સ્પિતામહે અષઓનો ફ્રવષેએ.**

પછી વરસ ઉપર નેગાહ કરીને બાજમાં પઢે:—

**જરથુશ્ત્ર સ્પિતમાંન અશો ફ્રેોહર અએદર યાદ્દ બાદ્દ.**

ત્યાર પછી વરસની વીટી તેનાં પુલીઆમાં પાછી મુકે અને દરૂનની રકાબી જીવામના તશ્તા ઉપરથી ઉઘાડી તેની જગ્યા ઉપર મુકે તથા હોમસલી તથા ઓરવરાંમ જે જીવાંમની રકાબીમાં છે તે સુરાખદાર તશ્તામાં મુકે. જીવામ જીવામની રકાબીમાં રેડે તથા દરૂન દરૂનની રકાબીમાં મુકે, એક એસમબોય આતશ ઉપર મુકે અને પાવીની બહાર જઈ નીચલા અવસ્તા પઢી બાજ મુકે.

**અષેમ વોહી ૧, અહ્માઇ રએશ્ચ, હજંઘ્રેમ, જસમે અવંઘ્રહે મજદ.** અને પછી કુસ્તી કરે.



## વરસ પાવ કરતી વખતે ખુદાનાં ૧૦૧ નાંમ બાજમાં યાદ કરવામાં આવે છે તે :—



(૧) યજત
(૨) હરૂવસ્પ-તવાંન
(૩) હરૂવસ્પ-આગાહ
(૪) હરૂવસ્પ-ખુદા
(૫) અબદહ
(૬) અવી-અનજાંમ
(૭) બુનરત
(૮) ફ્રાખ્તન્તહ
(૯) જમઘ
(૧૦) પર્જહ તરહ
(૧૧) તુમ-અફ્યહ
(૧૨) અબ્રવંદ
(૧૩) પરવંદહ
(૧૪) અન-અયાફ્રેહ
(૧૫) હમ-અયાફ્રેહ
(૧૬) આધરે
(૧૭) ગીરા
(૧૮) અચિમ
(૧૯) ચિમ્ના
(૨૦) સપિના
(૨૧) અવજા
(૨૨) નાશા
(૨૩) પરૂવરા
(૨૪) આયાનહ
(૨૫) આયઈન-આઝાનહ
(૨૬) અન-અયાનહ
(૨૭) ખ્રઓશીતતુમ
(૨૮) મીનોતુમ
(૨૯) વાસ્ના
(૩૦) હરૂવસ્તુમ
(૩૧) હુસિપાસ
(૩૨) હર-હેમીદ
(૩૩) હરૂનેકફ્રેહ
(૩૪) બેશતરના
(૩૫) તરોનીસ
(૩૬) અનઓશક
(૩૭) ફરૂશક
(૩૮) પઝોહદહક
(૩૯) ખવાપર
(૪૦) અવક્ષાયા
(૪૧) અવરજા
(૪૨) અ-સિતોહ
(૪૩) રખોહ
(૪૪) વરૂન
(૪૫) અ-ફ્રીપહ
(૪૬) અવે-ફ્રીફ્તહ
(૪૭) અધવઈ
(૪૮) કાંમે-રજ

(૪૯) ફરમાંન્-કાંમ
(૫૦) આયેઅંતન્
(૫૧) અ-ફ્રમોશ
(૫૨) હુમારૂના
(૫૩) સ્નોયા
(૫૪) અ-તર્સ
(૫૫) અ-બીશ
(૫૬) અફ્રાજદુમ
(૫૭) હુમચૂન્
(૫૮) મીનો-સ્તીગર
(૫૯) અ-મીનોગર
(૬૦) મીનો-નહુબ
(૬૧) આધર-બાતગર
(૬૨) આધર-નમગર
(૬૩) બાત્-આધરગર
(૬૪) બાત્-નમગર
(૬૫) બાત્ ગેલગર
(૬૬) બાત્ ગિર્દતુમ
(૬૭) આધર ઝીઅરીતતુમ
(૬૮) બાત્ ગરૂજાઇ
(૬૯) આવ્તુમ
(૭૦) ગેલ-આધરગર
(૭૧) ગેલ-વાધગર
(૭૨) ગેલ-નમગર
(૭૩) ગરગર
(૭૪) ગરેગર
(૭૫) ગરાગર
(૭૬) ગરાગરગર
(૭૭) અ-ગરાગર
(૭૮) અ-ગરાગરગર
(૭૯) અ-ગૂમાંન્
(૮૦) અ-જમાંન્
(૮૧) અ-ખુઆંન્
(૮૨) આમુશત્ હુશ્યાર
(૮૩) ફ્રૂતના
(૮૪) પધમાંની
(૮૫) પીરોજગર
(૮૬) ખુદાવંદ
(૮૭) અહુરમજદ
(૮૮) અબરીન્ કુહન-તવાંન્
(૮૯) અબરીન્-નો-તવાંન્
(૯૦) વસ્પાંન્
(૯૧) વસ્પાર
(૯૨) ખાવર
(૯૩) અહૂ
(૯૪) અવક્ષીદાર
(૯૫) દાથાર
(૯૬) રયોમંદ
(૯૭) ખરેહ્મંદ
(૯૮) દાવર
(૯૯) કેરફગર
(૧૦૦) બુખ્તાર

(૧૦૧) ફ્ષેગર.

## ચોજહાથરેગર મોબેદાને ૧૫) હુનરો ધરાવવા લાજેમ છે તે અમે આપ્યા છે:—



(૧) અવીજ્ઞ-હીમ
(૨) આસ્નીદેહ-ખિરદ્
(૩) દીન્-અસ્પનારગાંન્
(૪) યજદાંન્-મીનીધાર
(૫) મીનો-વીનિશ્ન
(૬) પાક-મીનિશ્ન
(૭) રાસ્ત-ગવિશ્ન
(૮) ખિરતી-કુનિશ્ન
(૯) યઓજદાથ-તંન્
(૧૦) શીવા-હિજવાંન્
(૧૧) નર્મ-નરક્
(૧૨) રાસ્ત-અવસ્તા
(૧૩) પાદ્યાવ્-સાજિશ્ન
(૧૪) ખૂબ-નીરંગ
(૧૫) નાબરૂ-જીવાંન્



# નરંગદીન ઈજવાની કીરીઆ.

પરથમ મોજદાથરેગર મોબેદ સાબેત બરસનુમ સાથે મોટી ખુબ કરે. પછી નીરંગદીનના ઈજનાર બે મોબેદોને બરશનુમ આપે. આ મોબેદો નેક ખસલતના, દીન ઉપર ઓસ્તવાર, અવસ્તા રાસ્તીથી ભણનારા, તમામ અવસ્તા મોઢેથી ભણી જાણનારા, કીયા બરોબર કરનારા અને દીન આઈનના કામની બધી વાકેફીવાલા હોવા જોઈએ. બરશનુમમાં બેઠેલા મોબેદો બાજી તથા રજ જાલવે ને ખાણું નરમ ખાએ. અગરજો બાજી તથા રજ મોહડાંમાં રહેતો બરશનુમ ફરીથી લે. સરવે રીતની પાકી તથા પરહેજીથી બરશનુંમ પુરૂં કરે અને દશમે દીને નવસો નાહી ને ફરીથી ગોશલ ઉતારે અને કંગઈ કરી આંગ સાફ કરે અને પાક પાણીથી ધોએલાં કપડાં—નવો સદરો તથા નવી કુસ્તી—વગેરે પહેડી પાદીઆબ કુસ્તી કરી ફરજ્યાત ગુજારી ઓરવીસગાહમાં જાએ. હવે જે મોબેદે બરશનુમ આપ્યું હોય તે નાની ખુબ કરી પરગરૂં કરે અને બરશનુમમાંથી પરવારેલા મોબેદોમાંના એકને દસમે દીને મોટી ખુબ કરાવે. આ બરશનુમ દેનાર મોબેદ ત્યાર પછી નીરંગદીન ઈજનારા મોબેદોનું નીરંગદીનને લગતું કાંઈ બીજું કામ કરવામાં ભાગ લે નહી. જે મોબેદે મોટી ખુબ કીધી છે તે તેજ દીને બીજા મોબેદને પણ ખુબ કરાવે અને અગીઆરમે દીનથી ગેવરા માંડે. ગેવરા માંડે એટલે સરોશની ખશનુમનથી ઇજશને કરે. તે એવી રીતે કે પેહલે દહાડે જે મોબેદે આતરવક્ષી કરીને પોતાના સાથીને પેહલો ગેવરો આપ્યો છે તે આતરવક્ષી કરનાર મોબેદને તેનો સાથી બીજે દીને બીજો ગેવરો આપે. આ પ્રમાણે દીન ૬) સુધી દરરોજ ગેવરા કરે. બંધે મોબેદો જે ગેવરા કરે તે પોતાની બરસમ તથા બાજ જુદી જુદી ધરીને જમે. છઠે દીને ગેવરા સાબેત રાખી બાજ ધરીને એક બીજાના દરૂનની ચાશની કરે યાને હમકલાંમ થાએ.

ઘડા ૨) એક નાનો તથા એક મોટો, દાબરા જેવાં મોઢાંનો, તથા કરસીઆ ૨) તથા કાંસીઆ ૨) તથા રકાબી ૧) પાવ

કરે તથા આતશ ઉપર ખુશક કરી પાક પથર ઉપર મુકે, તથા મલમલના કટકા ૨) તથા સુતરના દોરા વણેલા પાક કરી ખુશક કરે અને કાંકરા આશરે નંગ ૨૫) પાવ કરી ખુશક કરીને એક થાળીમાં ઉંચે મુકે અને વરસીઓ તથા ગોધા મંગાવી તેઓની સારી રવેશે બરદાશ્ત કરાવે.

હલ્લકલ્લાંમ થવા પછી યાને સાતમે દીવસે નીરંગનો મોટો ઘડો જે પાવ કરી સુકવેલો છે તે લઈ મોબેદ વરસીઆ આગલ જાએ અને નીરંગ જાલતાં અષેમ્ વોહી ૩ પઢે, એવી રીતે કે દરેક અષેમ્ વોહી પઢતાં ઘડો નીરંગવડે ધોય યાને ઘડો ત્રણ વાર નીરંગવડે પાવ કરે અને અલાહેડા એક પથ્થર ઉપર મુકે. પછી પાવ કરસીઆ જે સુકવેલા છે તે બંધે મોબેદો લઈને પહેલાં વરસીઆનો અને પછી બીજા ગોધાઓનો નીરંગ જાલીને પેલો પાવ નીરંગનો ઘડો જે એલાહેડો મુકેલો છે તેમાં રેડે અને તે ઘડો હાવનગેહમાં નીરંગથી ભરે. અગર જો તે ઘડો અધુરો રહે અને રપીથવન થાય તો મોકુફ રાખે. પછી ઓજી-રન ગેહમાં બેહુ મોબેદો પાદીઆબ કુસ્તી કરીને જે કરસીઆ પાવ કરેલા છે તે લઈને નીરંગ જાલીને નીરંગનો ઘડો ભરે, અને પાક જગા ઉપર મુકે.

ઓજીરતગેહમાં આવનો ઘડો જેમ આવ સરેશ્તા મુજબ પાવ કરવામાં આવે છે તેમ પાવ કરીને રાખે, તથા નીરંગનો ઘડો પાવ કરે તે એવી રીતે કે નીરંગનો ઘડો એલાહેદો ખુઆન ઉપર મુકી જે પાવ કરસીઆમાં નીરંગ છે તે લઈને નીરંગ દીનનો કરનાર મોબેદ અષેમ્ વોહી ૩ બાજમાં પઢે અને એવી રીતે દરેક અષેમ્ વોહી બાજમાં પઢતી વખતે ત્રણ વાર નીરંગ ઉલતાએ તેમ પાવ કરે, અને પછી નીરંગ તેમજ આવના ઘડાનાં સીર હલાવી ઘડાઓ ત્રણ આંગળ જેટલા અધુરા રાખી તેઓનાં સરપોશ ઢાંકે.

કુડી તથા અસતામા સરવે ઓજીરન ગેહમાં સાફ કરીને પાક પાણીથી ચોખાં કરે અને જે નીરંગ દીનની આતરવક્ષી કરે તે ઓજીરન ગેહમાં મોટું પરગરૂં કરે:-

**"ફરિસ્તનાંમ ઉર્વાનો યજમઇદે યાઓ અષાઉનાંમ ફ્રવ-પુયો, યંઘહે હાતાંમ... ... ...તાઓસ્ચા યજમઇદે.**

શ્રથવી યાને જે નીરંગદીનની જોતી કરનાર છે તે પાવીમાં આંવી પઢે:-

**યથા અહી વઇર્યો યો જઓતા ફ્રા-મે મ્રૂતે**

અને એસમબોએ મેલવી પાવીની બાહાર આવે. નીરંગ-દીનની આતરવક્ષી કરનાર (પરગણે બેઠેલો) પઢે:-

**અથા રતુશ્ અષાત્ચિત્ હચ ફ્રા અષવ વીદ્વાઓ મ્રઓત્.**

અને પરગરૂં તમામ પુરૂં કરે. પરગરૂં તમામ પુરૂં કર્યા પછી, એક વાતું તથા એક ખુમચો પાવ કરે તથા વાતામાં હોમનું કુલીઉં, જોરનું પુલીઉં, સુરાખદાર તશ્તો તથા વરસની વીંટી તથા પાવ કીધેલી હોમસલી તથા ઓરવરાંમ તથા ખજુ-રીની પાતરી મુકી ખુમચો ઢાંકે અને તેને જુદી પાવીમાં એક પથર ઉપર એલાહેડું મુકે.

એવેસરૂથરેમ ગેહમાં હીંધોરા ઉપર ચેરાગની સારી રોશની કરે, અને પાદયાબ કુસ્તી કરી ફરજયાત ગુજારે. અગરજો મોબે-દને શોશ લાગેતો બાજ ઈજી પાણી પીએ, તથા ખાનું ખાઈ બાજ મુકે. પછી ખોઆબ કરે તો ખુબ હુશીઆરીમાં રહે.

હોશનગેહમાં આતશ રોશન રાખે અને રેતીના ૨) ખુમચા તૈયાર કરેલા છે તે હીંદોરા નીચે મુકે અને નીરંગનો ઘડો જોતીના જમના હાથ ઉપર રેતીના એક ખુમચામાં મુકે તથા જોતીના ડાબા હાથ ઉપર બરસમની ગમથી રેતીના બીજા ખુમચામાં આવનો ઘડો મુકે અને નીરંગ તેમજ આવના ઘડા અકેકથી એવી રીતે દુર રાખે કે નીરંગનો છાંટો આવને નહી લાગે અને

આવનો છાંટો નીરંગને નહીં લાગે અને બેહુ ઘડા ઉપર ખુબ નેગાહ રાખે. હોશનગેહમાં પણ પાદયાબ કુસ્તી કરી ફરજ્યાત ગુજારે અને જોર કાઢનાર યાને વંદીદાદની આતરવખશી કરનાર મોબેદ પરગરૂં કરે. એ પરગરૂં કરવાની મુખ્ય હકીકત:-

પહેલથમ સરેશ્તા મુજબ કરશીઆ ૨) તથા કુંડી ૧) પાવ કરે અને હીંદોરો પાવ કરી આલાત કુંડીમાંથી બહાર કાઢે અને જોતી પાવ વાતું લાવે તેમાંથી પરગરૂં કરનાર મોબેદ જોરનું કુલીઉં, હોમનું પુલીઉં, વરસની વીટી, સુરાખદાર તશ્તો, હોમસલી અને ઓરવરાંમ વગેરે હીંદોરા ઉપર મેહેલે મહેલ ગોઠવે અને સરેશ્તા પ્રમાણે બરસમ બાંધે. ત્યાર પછી વરસની વીંટી હાથમાં લઈ પઢે:—

**અષેમ્ વોહૂ ૩, ફ્રવરાને (જાવત) ઉશહિનાએ અષઓને અષહે રથ્વે ય૦ વ૦ ક્ષ્ન૦ ફ્ર૦ બેરેજયાઇ ન્માન્યાઇચ અષઓને અષહે રથ્વે ય૦ વ૦ ક્ષ્ન૦ ફ્ર૦ જરથુશ્ત્રહે સ્પિતામહે અષઓનો ફ્રવષેએ ક્ષ્નઓથ્ર ય૦ વ૦ ક્ષ્ન૦ ફ્ર૦ યથા અહૂ વઇર્યો જઓતા ફ્રા–મે મ્રૂતે, અથા રતુશ્ અષાતચિત્ હચ ફ્રા અષવ વીદ્વાઓ મ્રઓતૂ.**

પછી અષેમ્ વોહૂ ૪ પઢતાં વરસ ચાર વખત કુંડીમાં પાવ કરે અને બાજ મુકે:—

**યસ્નેમચ વહ્મેમચ અઓજસ્ચ જવરેચ આફ્રીનામિ, જરથુશ્ત્રહે સ્પિતામહે અષઓનો ફ્રવષેએ.**

(બાજમાં પઢે) **જરથુશ્તર સ્પિતામાન્ અષો ફ્રોહર અઓદર યાદ બાદ.**

પરગરૂં પુરૂં કરીને રાથવી બરસમ ઉપર આંગલું એક રાખીને બેસી રહે. પછી જોતી બાજ લીએ અને પઢે:—

**ક્ષ્નઓથ્ર અહુરહે મજદાઓ, અષેમ્ વોહૂ ૧.**

અને ઉરવીસગાહમાં જઈ હાથ ધોઇ આતશ ઉપર ખુશક કરી યથા અહી વઇર્યો ૫) પઢે એવી રીતે કે પહેલી ૨) યથા ભણી જાએ અને ત્રીજી યથા અહી વઇર્યો ની બ્યઓથનનાંમ પઢતાં નીરંગનો સરપોશ ઉઘાડી નીરંગ જોએ પછી હાથ આતશ ઉપર ખુશક કરીને અંધ્રહેઉશ્ મજ્દાઇ પઢતાં આવનો સરપોશ ઉઘાડી આવ જોએ તથા હાથ ખુશક કરે. એજ પ્રમાણે ચોથી તથા પાંચમી યથા અહી વઇર્યો પઢતાં મહેલે મહેલ નીરંગ તથા આવ જોએ અને હાથ ખુશક કરે. ત્યાર પછી જોતી આતશ સનમુખ ઉભો રહી પઢે:—

**નેમસે-તે આતર્શ મજ્દાઓ અહુરહે હુધાઓ મજિશ્ત યજત.**

પછી અષેમ્ વોહી ૩ પઢે એવી રીતે કે દરેકનો અષેમ બોલ પઢતાં નીરંગ જોએ અને વોહી બોલ બોલતાં આવ જોએ. આમ કરતાં જોતી સરપોશ મેહેલે મેહલ ઉઘાડે અને હાથ આતશ ઉપર ખુશક કરે. ત્યાર પછી જોતી હાથ પાવ કરે અને પઢે.

ફ્રવરાને (જાવત) ઉશહિનાઇ ... ... ... બેરેજયાઇ ... ... **તવ આતર્શ પુથ્ર અહુરહે મજ્દાઓ ક્ષ્નઓથ્ર ય૦ વ૦ ક્ષ્ન૦ ફ્ર૦ યથા અહી વઇર્યો જઓતા ફ્રા-મે મ્રૂતે.**

આતરવક્ષી (પરગણે બેઠેલો) પઢે:—**યથા અહી વઇર્યો યો જઓતા ફ્રા-મે મ્રૂતે.**

જોતી પઢે:—**અથા રતુશ્ અષાત્ચીત્ હચ ફ્રા અષવ વીદ્વાઓ મ્રઓતૂ.**

ત્યાર પછી જોતી **અષેમ વોહી** ૩) પઢતાં આતશનો ઓઆન પાવ કરે અને **ક્ષ્નઓથ્ર અહુરહે મજ્દાઓ અષેમ વોહી ૧** પઢતાં પહેલાં જમનો હાથ પાવ કરે અને એજ મુજબ પઢી ડાબો હાથ પાવ કરે, અને **યથા અહી** વઇર્યો ૨) પઢ એવી રીતે કે પેહેલી **યથા ની બ્યઓથનનાંમ** પઢતાં પોતાનો જમનો પગ હીંદોરા ઉપર મુકે અને બીજી **યથા** ની બ્યઓથન-

નાંમ્ પઢતાં ડાબો પગ હીંદોરા ઉપર મુકે અને પરગણે બેહેલો રાથવી હીંદોરા ઉપરથી ઉતરીને બેશમબોએ મેલવે અને પાવીની બહાર આવી બાજ મુકી કુસ્તી કરે અને પાછી બાજ લેતાં પઢે:-

**ક્ષનઓથ્ર અહુરહે મજદાઓ, અષેમ વોહી ૧.**

અને ઉરવીસગાહમાં જઈ હાથ પાવ કરી **યથા અહી** વઇર્યો ૫ પઢે.

જોતી રાથવી બંધે જન સરોશની યાદ કરે અને સાથે પઢે.

[ નીચલું પઢતાં જ્યાં જે બોલો પાસે "નીરંગ જોએ" અને "આવ જોએ" લખ્યું છે તે બોલો પઢતાં મહેલે મહેલ રાથવી સરપોશ ઉઘાડે, જોતી રાથવી સાથે જોએ, અને રાથવી મહેલે મહેલ હાથ આતશ ઉપર ખુશક કરે. ]

**ફ્રસ્તુયે** (નીરંગ જોએ) **હુમતોઇબ્યસ્ચા** (આવ જોએ).... (જાવત) .... .... .... **ક્ષનઓથ્ર અહુરહે મજદાઓ તરોઇદીતે** (જાવત) .... .... .... **અષેમ વોહી ૩,**

આ દરેક **અષેમ્ વોહીનો** દરેક વખતે **અષેમ** બોલ બોલતાં નીરંગ જોએ અને **વોહી** પઢતાં આવ જોએ.

પછી **યથા અહી વઇર્યો** ૪) એવી રીતે પઢે કે દરેકની **બ્યઓથનનાંમ** પઢતાં નીરંગ જોએ અને **અંધ્રહેઉશ્ મજદાઇ** પઢતાં આવ જોએ.

નિવએધયેમિ (નીરંગ જોએ) હુંકારયેમિ (આવ જોએ).

પછી **યસ્નેમ્ વચો** લગી તમામ પઢી, **અષેમ્ વોહી ૩** પઢતાં દરેક વખતે **અષેમ** બોલતાં નીરંગ જોએ, **વોહી** બોલતાં આવ જોએ.

યેંધ્રહેમે (નીરંગ જોએ) **અષાત્ હ્રચા** (આવ જોએ),

પછી **અહુરાઇ મજદાઇ** તમામ પઢે. ત્યાર પછી રાથવી

**યથા અહી વઇર્યો યો જઓતા ફ્રા-મે ભ્રૂતે**

પઢતાં એશમઓએ મેલવે.

જોતી પઢે:—અથા રતુશ (નીરંગ જોએ) અષાત્ ચીત (આવ જોએ) હચ ક્રા અષવ વીદ્વાઓ ફ્રઓતૂ.

ફ્રઓત્ (નીરંગ જોએ) અહુરે મજદાઓ (આવ જોએ).

ત્યાર પછી ૧૯ મી પરગરદ લગી પઢે અને અષેમ વોહી ૧૦૦) અને યથા અહૂ વઇર્યો ૨૦૦) પઢે. આ ૨૦૦) યથા માંથી છેલી ૯) યથા એવી રીતે પઢે કે તેમાંની પહેલી ૨) યથાની દરેકની બ્યઓથનનાંમ પઢતાં ૨) કાંકરા નીરંગના ઘડામાં નાખે અને ત્રીજી યથાની બ્યઓથનનાંમ પઢતાં એક કાંકરો આવના ઘડામાં નાખે. જે ૬) યથા બાકી રહી તેમાંની પહેલી ૨)ની દરેક બ્યઓથનનાંમ્ પઢતાં ૨) કાંકરા નીરંગના ઘડામાં અને ત્રીજીની બ્યઓથનનાંમ્ પઢતાં એક કાંકરો આવના ઘડામાં નાખે. હવે ત્રણુ યથા બાકી રહી તે ભણતાં ઉપર પ્રમાણે નીરંગ તથા આવમાં કાંકરા નાંખે.

યાને ઉપર જણાવેલી રવેશે પઢતાં ૬) કાંકરા નીરંગના ઘડામાં તથા ૩) કાંકરા આવના ઘડામાં નાંખે.

પછી જોતી પઢે:—

ગઓમએજેમ ગવ-દાતયાઓ (નીરંગ જોએ) બિશ આપેમ મજદધાતયાઓ (આવ જોય) અને વંદીદાદ તમામ પઢે.

પછી બાજ મુકે અને જોર મેલવે. પછી કુસ્તી કરી ઉરવીસગાહમાં જઇ, પાવ કરીને ખુશક કરેલા મલમલના કટકા તથા સુતરના દોરા વડે ઘડાના મોઢાં બાંધે એટલે નીરંગદીન તમામ થઇ.

# નવો વરસીઓ કરવાની કીરીઆ.

દીનઆઇનના કામ માટે વરસીઓ એવો લેવો જોઇએ કે જે આંગે શુદ્ધ સફેદ હોય અને કાંઇ પણ ખોડ વગરનો હોય. આવો વરસીઓ નવો કરતી વખતે તેને દરેમેહેરમાં લઇ જઇને નહવારી સગળાં આંગને તેમજ પુછડાંના બાલને બરોબર સાફ કરીને ઉરવીસગાહમાં એક એલાહેદી પાવીની અંદર બાંધવો.

કુલીઆં ૭) નવાં લેવાં, તેમજ વરસની વીટી એક શુનાંની લેવી. મોબેદોને માટે બે જોર નવાં કપડાં સીવરાવી ચોખાં પાણીએ ધોઇને સુકવવાં તથા મકરાજ એક અને શહાનશી એક નવી સાફ કરીને રાખવી. વીતી તથા કપડાં જેને નામને વરશીઓ કરવો હોય તેને નામે ઇજાવવાં. બે પરહેજગાર મોબેદો સાબેત બરશનુમ સાથના નાંધલી ગોશલ કંગઇ કરી ઇજાએલાં કપડાં પહેરી દરેમેહેરમાં જઈ કુસ્તી પાદીઆબ કરી પોતાની ફરજ ગુજારી પદાંન બાંધી બેહુ જન જુદા પહેલાં પાંચ તાએની ખુબ કરે અને બાજ મુકી કુસ્તી કરે. પછી સઘલાં આલાતો સાફ કરી ચોખું પાણી લાવી ચોખાં નવાં કપડાંએ ગાળીને તે પાણીથી સઘલાં આલાતો ચોખાં કરી એક કુંદીમાં મુકે અને કુંદી પાણીથી ભરે. નવાં ૭) પુલીઆં પણ કુંદીમાંજ મુકે અને બે ત્રણ કરશીઆ ચોખાં પાણીથી ભરી તૈયાર રાખે.

પછી એક મોબેદ કરશીઓ પાવ કરી **એવીઅંધન** તથા **ઓરવરાંમ** સરેસ્તા પ્રમાણે લાવે. પછી એક કરશીઓ પાવ કરીને સરેસ્તા પ્રમાણે જીવામ જાલીને તે કરશીઓ તાકમાં ઉંચો મુકે. પછી વરસની વીતી જે શુનાની છે તેને પાવ કરે અને એક પુલીઉં પાવ કરી તેમાં વીટી મુકીને તાકમાં ઉંચી મુકે. પછી મકરાજ પાવ કરે અને એક રકાબી પાવ કરી તેમાં મુકે. ત્યાર પછી બંધે મોબેદો એક કરશીઓ પાવ કરી તે કરશીઓ તેમજ તાકમાં જે વીટીવાલું પુલીઉં છે તે તથા મકરાજવાલી રકાબી નીચેથી પકડીને અને પેલી શહાનશી એ શઘલું લઇને

જ્યાં વરસીઓ હેલાએદો પાવીમાં બાંધેલો છે તેની આગળ જાએ અને. એક પથર સાફ કરી તેની ઉપર વીટીવાલુ' ફુલીઉં અને અને મકરાજવાલી રકાબી મુકે. પછી જે મોબેદ જોર કાઢવાનો હોય યાને રાથવી થવાનો હોય તે પાવ કરશીઓ હાથમાં લે અને બીજો મોબેદ પેલી શાહુાનર્શી લઈને વરસીઆ આગળ જઈ તેનું પુછડું બાલ આગલથી એક બીલશ ઉંચેથી ધરે અને વરસીઆના પગ આગળથી એક બીલશ દુરથી અતરંગ પકડે. વરસીઆને ઉગમન દીશા તરફ મોહું કરી ઉભો રાખે અને વરસ લેનાર મોબેદ દખણુ દીશા તરફ મોહું કરીને ઉભો રહે. પછી પેલો જોર કાઢનાર મોબેદ જમને હાથે વરસીઆંનુ પુછડું ત્રણ મરતબે પાવ કરે અને દરેક મરતબે પાવ કરતાં

ક્ષ્નઓથ્ર અહુરહે મજ્દાઓ, અષેમ્ વોહૂ ૧

પઢે, અને પછી પોતાનો ડાબો હાથ

ક્ષ્નઓથ્ર અહુરહે મજ્દાઓ, અષેમ્ વોહૂ ૧

પઢી પાવ કરે. પછી પાવ કુલીઆંમાંથી વરસની વીટી લઇને ડાબા હાથમાં પકડે અને પાવ રકાબીમાંથી મકરાજ લઈને જમના હાથમાં પકડે અને પછી મોબેદ દખન દશા તરફ મોહું કરી વરસીઆની પુછડીના ત્રણ બાલ છુટા કાઢી વીટી સાથે ડાબે હાથે પકડીને બાજ લીએ:-

**અષેમ્ વોહૂ ૩, ફ્રવરાને (જાવત) ફ્રસસ્તયએચ, અહુરહે મજ્દાઓ રએવતો ખરેનંધ્રહતો, ક્ષ્નઓથ્ર યઠ વઠ (જાવત) વીધ્વાઓ પ્રઓતુ.**

ત્યાર પછી અષેમ્ બોલ પઢતાં પેલા ત્રણ બાલ હાથમાં પકડેલા છે તેને વીટીમાં એક હાવરો મારીને તે બાલ મકરાજે કાતરે અને મકરાજ મુકી દઇને (થા ...હી વઇર્યો ૨) પઢતાં જેમ આપણે વરસ બાંધીએ છીએ તેમ સવરા ગાંઠ વાલે, અને બાજ મુકે:—

